# જૈન કથા સંગ્રહ

## ભાગ પહેલો

દોહરો

ધર્મ કર્મની ચાતુરી, નીતિ વિવેક વિલાસ
જો ચાહો ઝટ શીખવા, તો વાંચો આ ખાસ
જૈન કથા સંગ્રહ ખરે, એકવાર વંચાય
ઉત્તમ બોધ મળે નક્કી, આનંદિત મન થાય

કર્તા

**ઘેલાભાઇ લીલાધર**



ધિ ઍાંગલો જુઇશ એન્ડ વરનેક્યુલર પ્રેસમાં છાપ્યું છે.

**મુંબઇ**

શંવત ૧૯૪૬——શને૧૮૯૦

**કીંમત ૧। રૂપીઆ**

# અરપણ પત્રીકા.

સકળ ગુણ સંપુર્ણ,

**શેઠ લાલજી સામજી**

આપ સાહેબ ધર્મની વૃદ્ધિ કરવામાં ગણાજ ઉત્સાહીછો; વિધાદાનમાં આપની ગણીજ શ્રધ્ધા છે; કેળવણીના ઉતેજન કર્ત્તાછો. આપ સાહેબ ધર્મ કાર્યમાં નીમગ્ન રહી તેની સંવૃદ્ધિ કરવા સારૂ સદા પ્રયાસ કરોછો; તેમજ ઉદાર અને ધર્મ શીલછો, પરોપગારી કામોમાં ઉત્સાહીછો એ આદિ એક સદગુણી પુરૂષ તરીકેના તમારે વિષે ઉત્તમ ગુણ જોઇને આ "**જૈન કથા સંગ્રહ**" નામનું પુસ્તક માનપુર્વક આપને અરપણ કરૂં છું.

**ઘેલાભાઇ લીલાધર**



મંડળાચાર્ય શ્રીબાલચંદ્રજી મહારાજ
કાશી નિવાસી.

## પ્રસ્તાવના.

જૈન ધર્માવલંબી ભાઈઓ ! આજ દીન સુધી જૈન ધર્મ સંબંધી કથાઓના પુસ્તકની મોટી ખુટ હતી, તે ઘણા ભાઇઓની ફરમાશથી તે ખુટ પુરી પાડવા "**જૈન કથા સંગ્રહ**" નામનું પુસ્તક છપાવીને બહાર પાડયું છે. આ પુસ્તકની અંદર તપ, દાન, ભાવ, શીયળ ચારીત્ર, વગેરેનું મહાત્મય ઘણીજ રસીલી અને મનો રંજક (૫૫) કથાઓની અંદર પુર્ણ રીતે દર્શાવેલું છે; જેથી કરીને આ પુસ્તક ખરેખર એક શૃંગાર રૂપછે.

ધર્માનુરાગી ભાઇયો! વધારે ન લખતાં એટલુંજ કહેવું બસછેકે આ લઘુ પુસ્તક મેં મારી બનતી મેહનતથી પુર્તુ લક્ષ આપીયુંછે, જેને માટે આશાછે કે દરેક સજજન આશ્રય આપ્યાવીના રહેશે નહીં.

આ પુસ્તકમાં કાંઇ અશુદ્ધ દીઠામાંઆવેતો સજજનોએ સુધારીને વાચવું અને ક્ષમા કરવી; કારણ કે પ્રુફ વગેરે તપાસતાં નજર દોષ અથવા બુદ્ધિ દોષ રહી ગયો હશે.

કર્તા
**ઘેલાભાઇ લીલાધર**

# જાહેર ખબર.

વેચાતા મળતા લોક પ્રસિધ્ધ, અમારા તરફથી છપાયેલ પુસ્તકો

| | | રૂ. | આ. | પૈ |
|---|---|---|---|---|
| ૧ | જન વિવેકવાણી અને ધર્મસાર સંગ્રહ ... | ૨ | ૦ | ૦ |
| ૨ | જૈન કથા સંગ્રહ ... ... ... | ૧ | ૦ | ૦ |
| ૩ | ગોલ લાકડાનાં ગજ દોરીના મલબારી હેસાબ બુક | ૧ | ૦ | ૦ |
| ૪ | પગાર ગણીત ... ... ... | ૦ | ૪ | ૦ |
| ૫ | લોકપ્રીય કથા સંગ્રહ... ... ... | ૦ | ૪ | ૦ |
| ૬ | જૈન દીપક સ્તવનાવલી ... ... | ૦ | ૪ | ૦ |
| ૭ | લોકપ્રીય ગાયન રસ ભાગ પહેલો... ... | ૦ | ૨ | ૦ |
| ૮ | ... ... ભાગ બીજો... ... | ૦ | ૨ | ૦ |
| ૯ | ... ... ભાગ ત્રીજો... ... | ૦ | ૨ | ૦ |
| ૧૦ | ... ... ભાગ ચોથો... ... | ૦ | ૨ | ૦ |
| ૧૧ | ગરબા સાર સંગ્રહ... ... ... | ૦ | ૨ | ૦ |
| ૧૨ | ગરબા સંગ્રહ ... ... ... | ૦ | ૧ | ૦ |
| ૧૩ | જૈન ગાયન સંગ્રહ ... ... ... | ૦ | ૧ | ૦ |

ઉપર લખેલી ચોપડીયો જથા બંધ કીફાયતે ભાવે અને છુટક વેચાતી મળશે. દેશાવરના ગરાકોને પોસ્ટ મારફતે પોચડવામાં આવશે.

**ઘેલાભાઇ લીલાધર**

મુંબઇ-બારકોટ માંદવી-બંદર કચ્છ માહારાઓ શ્રીખેંગારજી લાયબ્રરી

૩૧ રાજ નીતિ ઉપર રાજા ભોજની કથા ... ૧૩૯
૩૨ બે આંખ વીચાણી ત્યારે આપણુ કોઇનથી એ વિશે કથા. ૧૪૦
૩૩ પંડીતના ગુણુ વિશે સારદાનંદ પંડીતની કથા... ૧૪૩
૩૪ ભલાથી ભલો, અને ભૂંડાથી ભુંડો તે વિશે કથા ૧૫૧
૩૫ ચાર વેદીઆની કથા ... ... ૧૫૭
૩૬ સુસંગત વિશે હંસ અને સિંહની કથા ... ૧૬૨
૩૭ કુસંગત વિશે હંસ અને કાગડાની કથા ... ૧૬૭
૩૮ પરોપકાર અને ક્ષમા ગુણુ વિશે કથા ... ૧૬૯
૩૯ કલી કાળમાં લબાડો માણુસનો પોહોરોછે તે વિશે કથા ૧૭૬
૪૦ કર્મ ઉપર વછપાસનો કથા ... ... ૧૭૮
૪૧ નસીબ બે ડગલા આગળનું આગળ ... ૧૮૩
૪૨ ભાવ ઊપર કથા... ... ... ૧૮૪
૪૩ સુંદરી નામે મહીઆરીની કથા... ... ૧૮૬
૪૪ ભાગ્યમાં લખ્યું હોય તેજ પ્રાપ્ત થાય તે વિશે કથા ૧૯૧
૪૫ ભાનુ પ્રધાન અને શ્રી સરસ્વતીની કથા ... ૧૯૪
૪૬ મર્તીસાર પ્રધાનની કથા ... ... ૧૯૮
૪૭ ખળ પુરૂષની કથા... ... ... ૨૦૪
૪૮ ભકત ભાવ વિશે સુરસેનની કથા... ... ૨૦૬
૪૯ અવગુણ ઊપર ગુણ કરનાર મિત્રદત અને દતની કથા ૨૧૦
૫૦ બીજાનો મરમ પ્રકાશ કરવો નહી ત વિશે કથા ૨૧૫
૫૧ બુદ્ધિ ઊપર વેશ્યાની કથા ... ૨૨૦
૫૨ બુદ્ધિ ઊપર સાગર દતની કથા ... ૨૨૫
૫૩ ઘણો કાળ ગયો અને થોડા કાળ માટે થાક લેવા એ વીશેકથા ૨૩૩
૫૪ અનિત્ય ભાવ ઊપર એક દ્રષ્ટાંતિ કથા ૨૩૮
૫૫ અતી લોભ વિશે કનકાવતીની કથા ... ૨૪૨



# જૈન કથા સંગ્રહ

## વાર્તાઓની અનુક્રમણિકા.




| | | | |
|---|---|---|---|
| ૧ | સત્ય ઉપર શ્રી દેવદત્તની કથા ... | ... | ૧ |
| ૨ | પક્ષપાતી રાજા વસુની કથા ... | ... | ૧૩ |
| ૩ | અદતા દાન ઉપર સુમિત્ર કુંવરની કથા | ... | ૧૮ |
| ૪ | અદત ઉપર શ્રી સુવ્રત શેઠની કથા | ... | ૨૫ |
| ૫ | બ્રહ્મચર્ય અને શીલવ્રત વિષે કથા | ... | ૨૮ |
| ૬ | પરિગ્રહ મુર્છા ઉપર સુશીલા સાધ્વીની કથા | ... | ૩૫ |
| ૭ | લોભ ઉપર સાગર શેઠની કથા | ... | ૩૮ |
| ૮ | લોભ વિષે લોભનંદીની કથા | ... | ૪૧ |
| ૯ | ગુરૂ પુજા વિષે [illegible] ભીલ અને દ્રોણાચાર્યની કથા | | ૪૭ |
| ૧૦ | શ્રીસંઘની ભક્તિ ઉપર રતનાશા વેપારીની કથા | | ૫૧ |
| ૧૧ | અહિંસા વિષે [illegible] અને હિંસક પુરોહીતની કથા | | ૫૬ |
| ૧૨ | બુદ્ધિ ઉપર [illegible]દત્તની કથા... | ... | ૬૪ |
| ૧૩ | અમરદત્ત અને શ્રીમતીની કથા | ... | ૭૪ |
| ૧૪ | દાન વિષે ભીમસેનની કથા... | ... | ૮૨ |
| ૧૫ | ભક્તિ તીર્થ કરનાર [illegible]પાળની કથા | ... | ૮૯ |
| ૧૬ | દાન વિષે મૂળદેવની કથા... | ... | ૯૪ |
| ૧૭ | દાન વિષે સધન શેઠની કથા | ... | ૯૮ |
| ૧૮ | શીયલ વિષે [illegible]ની કથા... | ... | ૧૦૩ |
| ૧૯ | શીયલ વિષે શ્રી શીલસુંદરીની કથા | ... | ૧૦૫ |
| ૨૦ | તપ વિષે ઢંઢણ કુમારની કથા | ... | ૧૦૯ |
| ૨૧ | તપ વિષે અર્જુન માલીની કથા | ... | ૧૧૩ |
| ૨૨ | સિદ્ધાંતની ધારણા ઉપર રોહણીઆ ચોરની કથા | | ૧૧૭ |
| ૨૩ | મૃગલાની કથા ... | ... | ૧૨૨ |
| ૨૪ | વીષય વાસનામાં ફસાયલા હાથીની કથા | ... | ૧૨૬ |
| ૨૫ | નાસીકા ઇંદ્રિ ઉપર ભમરાની કથા | ... | ૧૨૭ |
| ૨૬ | મનુષ્ય દેહની દુર્લભતા વિષે કથા | ... | ૧૨૮ |
| ૨૭ | સુભદ્ર શેઠની કથા ... | ... | ૧૩૧ |
| ૨૮ | મૃગસેન પારધીની કથા... ... | ... | ૧૩૩ |
| ૨૯ | મનના મનોરથ મનમાં રહ્યા... | ... | ૧૩૫ |
| ૩૦ | સ્ત્રી પુરૂષના અતી સુખ વિશે કથા ... | ... | ૧૩૬ |

# જૈન કથા સંગ્રહ.

## ભાગ પહેલો.



### સત્ય ઉપર શ્રી દેવદત્તની કથા.

પૂર્વે સાવથી નામે નગરીમાં શુરસેન નામે રાજા રાજ કરતો હતો. તે નગરીમાં ધનાશેઠ નામે એક શાહુ-કાર રહેતો હતો, જેને સુંદરી નામે સ્વરૂપ અને ગુણે ભરપુર પતિવૃતા સ્ત્રી હતી. શેઠ પણ ઘણા દયાળુ અને સુશીળ હતા. આ બને શેઠ શેઠાણીને જોકે શ્રી જીન ભગવાનની કૃપાથી, ધન ધાન્યાદિ સર્વે સંપતિની પ્રાપ્તિ થઇ હતી તોપણ એક વાતે તેઓનું મન બહુ દુઃખી રહેતું; અને તે એ કે તેઓને પેટે કાંઇપણ સંતાન હતું નહીં. હવે એક સમયે ધનો શેઠ જમવા બેઠો છે ને તેની સ્ત્રી પંખો લઇ તેને પવન કરે છે, તેટ-

લામાં વાંઝીયાપણાનું દુઃખ યાદ આવ્યાથી, તેણીની આંખે ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તેને રડતી જોઇ ધના શેઠે કહ્યું "હે સ્ત્રી! તું શાવાસ્તે કલ્પાંત કરેછે, તને કઇ વસ્તુની ન્યુનતા છે. આટલી બધી દોલત અને સુખ ચેન છતાં, આજે તું કેમ રડે છે? તેનું મને ખરૂં કારણ કહે" સ્ત્રીએ રડતા સાદે ઉત્તર આપ્યો કે "હજી કારણ પૂછો છો? અડધી ઉમર વીતી ગઇ તો પણ તમારી આંખ હજી ઉઘડતી નથી, આ બધું ધન દોલતને શું કરવું છે? એનો વારસો મેળવનાર અને કહો કે પાછળ કુળનું નામ રાખનાર કોણ છે! અરે! દૈવ! હવે મારાથી આ વાંઝીયાપણાનું દુઃખ સહન થતું નથી. કહ્યું છે કે अपुत्रस्यगतिर्नास्ति માટે હે સ્વામી પુત્રવિના દુનીયામાં જીવતર ધુળ છે. પુત્રવિનાનું આ સર્વ સમૃદ્ધિથી ભરેલું ઘર ઉજડ સ્મશાન સરખું છે.

### દોહા

લાખ દીવા નીત બળે, બાહર રવી ઉગંત;
તસ ઘર તોહી અંધારડો, જસ ઘર પુત્ર નહંત.

મારા ખરા દુઃખનું કારણ એજ છે. તમારૂં પુરૂષોનું હયું, તેથી ગમે તેમ થાઓ અને કહો, તો પણ કાંઈ અસર થાયજ નહીં."

ધના શેઠે કહ્યું "હે સ્ત્રી ! જે વસ્તુનો ઉપાય કરવો આપણા હાથમાં નથી તેને માટે આવી રીતેવારં-વાર શોક કરવાથી શો લાભ ! મને પણ તારા જેટલુંજ દુઃખ લાગી આવેછે. ધીરજ રાખ; મારાથી જેટલું બન્યું તેટલું હું કરી ચુકયો છું. માત્ર હવે આપણી ચકેસરી માતાની આરાધના કરવી બાકી છે, જે આવતી કાલે આઠમનો તપ કર્યા પછી હું આરંભીશ. બીજે દીવસે ધના શેઠે આઠમનો તપ કરી દેવીની સનમુખ જઇ તપ-શ્ચર્યા કરવા બેઠો. એવી રીતે અતિશય પ્રેમ પૂર્વક તપ કરતાં જ્યારે છ માસ વીતી ગયા, ત્યારે એક દીવસની મધરાત્રીએ દેવી પ્રસન્ન થઈ, અને તેને દરશન આપી બોલીકે—" હે ધના તારી ભક્તિ જોઈ હું સંતુષ્ટ થઈછું, માટે તને જે જોઈએ તે માગ" ધનો હાથ જોડી બોલ્યો "માતાજી! મને એક પુત્ર આપો" દેવીએ કહ્યું " તારા નસીબમાં ધન અને પુત્ર એ બેમાંથી એક વાનુંછે. માટે એ બેમાંથી એક વસ્તુ માગ " ધનો બોલ્યો " ઠીક છે મને પુત્ર આપો" દેવી પુત્રનું વરદાન દઈ અંતરધ્યાન થઇ ગઈ. શેઠ પણ ખુશી થતો ઘેર ગયો અને વરદાન વીશેની સર્વ હકીકત પોતાની સ્ત્રીને કહી, જે સાંભળી સ્ત્રી પણ ખુશી થઈ, અને તે દીવસે મોટો ઓચ્છવ પાળી, જાચકોને દાન ઇ પુન્યાર્થે ઘણું દ્રવ્ય ખરચ્યું. થોડા દીવસ વીત્ય

બાદ માતાના વરદાનના પ્રભાવથી શેઠાણીને ગર્ભ રહ્યો; અને બીજી તરફ શેઠને વેપારમાં તેમજ જળ અને સ્થળ માર્ગમાં પણ જબરી ખોટ ગઇ. એમ દીવસ જતાં નવ માસે પુત્રનો પ્રસવ થયો. પુત્ર જન્મની ખુશાલીમાં મોટો ઓચ્છવ કરી ઘણાક ગરીબોને અન્ન વસ્ત્રાદિ આપીને ઘણુંજ દાન કર્યું; અને પુત્રનું નામ દેવદત્ત રાખ્યું. દીન પ્રતિદીન ઊમરમાં અનુક્રમે દેવદત્ત સાત વર્ષનો થયો. ધનાશેઠનો વિચાર થયોકે પુત્રને ભણવાને મુકવો. એવો વિચાર કરીને દેવદત્તને ભણવા મુકયો; ત્યાં ભણતાં સાત વ્યસનનો પારગામી થયો. નટવીટ પુરૂષને સંયોગે કરીને મહા જુગટીઓ થયો. ઘરની તથા બહારના લોકોની ચોરી કરે, એમ કરતાં વરસ પંદર સોલનો થયો અને જુવાનીમાં આવ્યો; ત્યારે તેને રૂડે અને આબરૂદાર ઘરે પરણાવ્યો. ઘણા ઠાઠમાઠની સાથે બહુજ આડંબર થકી સુખમાં મનુષ્યપણામાં દીવસ વિસર્જન કરવા લાગ્યો અને જેમજેમ વખત વિતતો ગયો તેમ તેમ ઉમર પણ વધતીજ ગઈ અને વીસ વરસની ઉમરનો થયો એટલામાં તેની માતા મરણ પામી, ત્યાર પછી વરસે બે વરસે પીતા પણ મરવાને સુતો અને પોતાની પાસે દેવદત્તને તેડયો. પીતાએ કહેવા માંડયું જે પુત્ર તું જુગટું અને ચોરી એ બે વાના મુકી

દેતો મારો જીવ શાન્તી પામીને ગતીને પામે. તે વારે પુત્ર બોલ્યો જે પીતાજી એ બે વાના મુકું તો મારા ઘરનો કારભાર ચાલે નહિં અને મને બીજો કોઈપણ રોજગાર સુઝે પણ નહીં. તેમાટે આપ એ બે વગર જે કહો તે કરૂં. આવું વચન સાંભળીને શેઠે વીમાસીને પુત્રને કહ્યું જે હે પુત્ર આ શહેરને વિશે મારો મિત્ર જિણદાસ નામે શ્રાવક છે તેને તું એકવાર દીન પ્રત્યે પગે લાગજે; એવું વચન દે. તે વખતે દેવદત્તે બાપની વાણી પાળવાને હા કહી એટલે શેઠ મરણ પામ્યો.

હવે દેવદત્ત દીન પ્રત્યે એકવાર પગે લાગવાને જિણદાસને ઘરે જાયછે. એમ કરતાં કરતાં માસ છ માસ થઇ ગયા. તે વખતે જિણદાસના પુત્ર પુત્રાદિક પારવારે કહ્યું કે એ દેવદત્ત આપણા ઘરમાં દીન પ્રત્યે આવે છે તે કાંઈ સારૂં નહીં. એવા નીચ માણુસની સંગત આપણને સારી નહીં. કુસંગનું વર્ણનઃ—

कुसंगासंगदोषेण । साधवोजातिविक्रिया
एकरात्रीप्रसंगेण । काष्टघंटाविटंबना ॥

એટલા માટે હે પીતાજી તમે એને આવતો અટકાવો, એના ઉત્તરમાં જિણદાસે કહ્યું કે વારૂ. એવામાં પ્રભાતના વખતે દેવદત્ત આવ્યો તે વખતે શેઠે કહ્યું કે હે દેવદત્ત તું હવે અમારે ઘરે આવીશમાં. તે

વારે તેણે કહ્યું કે, સ્વામી શામાટે; તે વારે શેઠે કહ્યુ. ભાઇ સાંભળ :—જો તું ચોરી અને જુગટું મુકી દેતો સુખે આવે. તે વારે દેવદત્ત બોલ્યો :—એ બેવાના વગર જે કહો તે કરૂં. તે વારે શેઠ વિચારીને બોલ્યા કે તું ખોટું બોલવાનું બંધ કર. તે વારે દેવદત્ત કહે વારૂ તે કબુલ છે; તેથી શેઠે ખોટું બોલવાની બંધી કરાવી. ઉત્તમની સોબતથી રૂડું ફળ મળે એ વાત આ ઉપરથી વિચારી જોતાં સિદ્ધ થાયછે. ઉત્તમ વર્ણન ॥

॥ दोहा ॥ करेन कबहु उंचसो, दीनहिनके काज;
मूत्रभरे पै घासको, नहीं सुख मृगराज.

હવે દેવદત્ત ઉપર મુજબ જીણદાસ પાસે આગડ કરી ઘરભણી ચાલ્યો; માર્ગે જતાં વિમાસવા લાગ્યો કે, અહો! ડોસાએ તો મને કુવામાં ઉતાર્યો. અરે! મારો બધો રોજગાર હવે બંધ પડશે! કેમકે મારા રોજગારમાં ખોટું બોલ્યાનું તો હોયજ છે, તે વિનાતો ચાલતું નથી, પણ ભલે હવે તો જે કાંઇ સરજ્યું હશે તે થશે. વ્રત કેમ ભાંગુ!

साधु सती अरुसुरमा । ग्यानी नें गजदंत ॥
एता अपुछा नही चले । जो फिरे जूग अनंत ॥

એવું વિચારીને સ્થિર ચિત કરી ઘરે જઇ બેઠો. એવી રીતે હવે દીવસમાં એક વખત શેઠને પગે લા

ગવા સારૂ જતો પણ બીજે કોઈ ઠેકાણે ઘણું કરીને જતો નહોતો. એમ કરતાં કરતાં પાંચસાત દીવસ થઈ ગયા ત્યારે તેની સ્ત્રી ધણીએ કહેવા લાગી:—સ્વામી તમે રોજગાર ધંધે કેમ જતા નથી. તે સાંભળીને તેણે જિનદાસની સાથે બનેલો સર્વ વૃતાંત કહી સંભાળાવ્યો. તે વખતે સ્ત્રી ઘણીજ આનંદ પામી. સ્વામી હવે તમે આપેલું વચન સારી પેઠે પાળજો અને એને દૂષણ લગાડતા નહીં, વચન ભંગ થવાથી મહા પાપછે. એ પ્રમાણે સ્થિર ચિતે ઘરે રહ્યો. એક સમયે દેવદત્તે એમ વિચાર્યું કે કોઇ મોટી ચોરી કરૂં. એવો વિચારકરી--વર્ષા રૂતુને વિશે આંધારી રાત એવીતો મળી છે કે કોઈ કોઈને દેખતું નથી; ઝરમર ઝરમર મેઘ ઝરેછે; અને વીજળી પણ થઇ રહી છે. તેવે સમયે તે નીકળ્યો. નગરનો રાજા પણ નીશ ચર્યાએ નીકળ્યો. એવામાં તેણે દેવદત્તને આવતો દીઠો અને વિચાર્યું કે આ વેળાએ કોણ નીકળે. ચોર નીકળે કે જાર પુરૂષ નીકળે! તેમાંનો કોઇ આવે છે; એમ જાણીને રાજા ચુપચાપ ઉભો રહયો. તેવામાં દેવદત્ત નીકળ્યો ત્યારે રાજાએ બોલાવ્યો કે તું કોણ? તેવારે દેવદત્તે વિચાર્યું કે મારે તો ખોટું બોલવાની બંધી છે. તે માટે જેવું છે તેવુંજ કહું !! કહ્યું છે કે:—

मिठाकाह अंगारमें, जहांचकोरचुगाई ॥

गृही टेककीम छंडीई, जीभचंचजलजाई ॥ १ ॥

એમ વિચાર કરીને દેવદત્તે કહ્યું કે હું નીશાચર છું ત્યારે રાજા બોલ્યો તું ક્યાં જઇશ એટલે તે બોલ્યો કે હું રાજાનો ભંડાર ફાડવા જઈશ. આથી રાજાએ જાણ્યુ કે કોઇ ગાંડીઓ દીસે છે, તેથી તેને કહ્યુ કે જા જતો હોય ત્યાં એમ કહીને રાજા ગયો ગામમાં અને દેવદત્ત ગયો દરબારમાં ત્યાં ભંડાર ફાડયો તેમાંથી ચાર પેટીઓ કાઢી. રત્ન અને ઝવેરાદી ભરેલી તે ચાર પેટીઓ કેડે બાંધી જે રસ્તે આવ્યો તે રસ્તે પાછો આવ્યો. પાછો વળતાં જે ઠેકાણે રાજા મળ્યો હતો તેજ ઠેકાણે વળી મળ્યો; ત્યારે પણ તેમજ કહ્યું અને વિશેશમાં કહ્યું પેટી ચાર આણી છે. ત્યારે રાજા એ જાણ્યું કે એ ઘેલોછે અને આટલામાંજ ફરતો દેખાયછે અને ચોર હોયતો કેમ કહેકે હું ચોર છું એમ વિચારીને ઘરે ગયો.

દેવદત્ત પણ ઘરે આવ્યો અને એક પેટી ઉઘાડીને એક નંગ તેમાંથી કાઢી એક દુકાને ઘરેણે મુક્યું અને દસ હજારની રકમ લાવ્યો. તેની ઘરમાં સર્વે વસ્તુઓ લાવ્યો ને સુખથી ઘરમાં બેસી રહેવા લાગ્યો. હવે દરબારમાં ઘડી બે ઘડી કેડે ભંડારી જાગ્યો અને જોઇને ચકીત થયો કે ભંડાર ફાડયો દીસી આવે છે. પ્રધાનને સઘળી વાત જણાવીને બેઉ-

જાણ વિચાર કરીને ભંડારે આવ્યા. ભંડાર માંહેથી ચાર પેટી પ્રધાન લઇ ગયો અને ચાર પેટી ભંડારી લેઇ ગયો અને ભંડારીએ આવીને ફરીઆદ કીધી. તેવારે રાજા બોલ્યાકે શું છે રે ભંડારી! તેવારે ભંડારી-એ કહયુંકે મહારાજ ભંડાર ફાડયો દીસેછે તેથી રાજા-એ કહયું કે ભંડાર તપાસો તે વખતે ભંડાર તપાસ્યો અને કહયું કે જીવેરાજ! ૧૨ પેટીઓ ગએલી હોય તેમ સાબીત થાય છે. રાજાએ તે સાંભળીને કહયું કે ફરી તપાસો તો પણ ભંડારીએ તેમજ કહયું, આથી રાજા પોતે ભંડારે આવ્યા અને જોયછે તો ૧૨ પેટી-ઓ જાણાતી નથી. રાજાના મનમાં વિચાર આવ્યો કે ચોરે તો ચાર પેટીઓ લીધી છે. અને ચોર તો ફરીને એકને એક ઠેકાણે આવે પણ નહીં. શાબાશ છે તે ચોરને; રાજાએ કહયું અહો! ભંડારી, અહો! પ્રધાન સાંભળો. ચાર પેટીઓ ગઇ તેતો મારા જાણ-વામાં છે પણ આઠ પેટીઓ બીજી કયાં ગઇ! તેવેળા પ્રધાન અને ભંડારીએ અંદર અંદર મસલહત કરીને બોલ્યા કે મહારાજ ચારનો ચોર તમે પકડી આપશો તો આઠ પેટીઓને માટે અમે પણ તજવીજ કરીને પેદા કરી આપશું. આટલી વાતચીત થયા પછી રાજા તથા પ્રધાન અને ભંડારી જુદા પડયા. રાજા એકલો મોટા વિમાસણમાં બેઠો બેઠો એમ વિચાર કરેછે કે કોઇ

પણ ઉપાયથી પેટીઓ પેદા કરવી જોઇએ. આ બાબતની યુક્તિની શોધ કરવા માટે રાજા એ નગરીની પુર્વ દીશા તરફ આદીસ્વરનું દેરાસર તૈયાર કરાવવા માં કર્યું. દેરાસર જ્યારે તૈયાર થયું ત્યારે રાજાએ આખા શેહેરમાં પડો વજડાવ્યો કે દીવાળીના ત્રણ દીવસ બે પગે ચાલનારા મનુષ્ય માત્ર દરશન કરવા નહીં આવે તેમને રાજા દંડ કરશે રાજા પણ દેરાસરે જઈને બેઠો. દેરાસર ઉપર હજારો લોકોની ભીડ થાય છે તેને બે દીવસ થઇ ગયા ત્યારે સ્ત્રીના કહેવાથી દેવદત્ત પણ નાહી ભોજન કરી સુંદર વસ્ત્રો પહેરીને તથા આભુષણ અને અલંકાર સજીને દર્શન કરવાને ચાલ્યો. માણસની ભીડ એટલી હતી કે પરાણે પરાણે દેહેરે દેવદત્ત પહોંચ્યો અને દરશન કરીને વળ્યો ત્યારે રાજાએ બોલાવ્યો ને કાનમાં છાનું પુછ્યું કે ચાર પેટીનો ચોરતો તું છે ,એ સાંભળીને દેવદત્તે વિચાર્યું જે હવે અસત્ય વચન કેમ કહું.

પણ છેવટ વિચાર કરીને બોલ્યો કે હા મહારાજ તે તો હું છું. આ સાંભળીને રાજા મનમાં ઘણોજ હર્ષ પામ્યો અને દેવદત્તના માતા પીતાનાં નામ ઠામ પુછીને બે માણસ તેની સાથે મોકલ્યાં અને કહ્યું કે તેનું ઘર જોઇ આવો. એ પછી રાજા પણ ઘરે આવ્યો.

અને રાજ પુરૂષો પણ પાછા દરબારમાં ગયા. બીજે દીવસે પ્રભાતને વખતે રાજા કચેરીમાં આવ્યા; ત્યાં છત્રીસે રાજકુળ મળ્યાં છે તે જોઈને રાજાએ સીપાઈને મોકલીને દેવદત્તને તેડાવ્યો. તેવારે દેવદત્ત સ્નાન કરી ભોજન આરોગી સ્ત્રીની રજા લઇને રાજ કચેરીમાં પ્રવેશ કરતાં નીચે પ્રમાણે બોલ્યો.

जाता तणा जुहार, वळता तणा वधामणां ॥
देवतणा वहेवार, विणस्युं के मळशुं नहीं ॥

એટલું બોલતો બોલતો રાજા કને આવ્યો; રાજાએ તેને ઘણો આદર દીધો તથા મીઠા વચનથી બોલાવ્યો. હવે રાજાએ કહ્યું કે ચાર પેટીઓ તમે લીધીછે તે લાવો. ત્યારે દેવદત્તે કહ્યું કે, તમારો માણસ મોકલો કે પેટીઓ લઇ આવે. તેથી રાજાએ માણસ મોકલ્યો અને ચારે પેટીઓ સર્વના દેખતાં રાજાના મુખ આગળ લાવીને મુકી. હવે રાજાએ પ્રધાન તથા ભાંડારીને કહ્યું કે બીજી આઠ પેટીઓ લાવો. ત્યારે પ્રધાન અને ભંડારીનું મુખ કાળુંધબ જેવું થઈ ગયું; અને કહેવા લાગ્યા કે મહારાજ અમે કયાંથી લાવીએ. આ સાંભળી રાજા બહુજ કોપાયમાન થઇ ગયા અને બોલ્યાકે જાઓરે! સીપાઇયો પ્રધાન અને ભંડારીના ઘર ખોલીને પેટીઓ લઈ આવો.સીપાઇઓએ પ્રધાન અને ભંડારીનાં ઘેર જઈને પેટીઓ લાવી મુકી તેથી રાજાએ હુકમ

કીધો કે પ્રધાન અને ભંડારીને સુળીએ ચડાવો ચઅને સીર-
પાવલાવો કે દેવદત્તને આપીએ. છેવટે રાજાએ દેવદત્તના
ઉપર એટલો બધો પ્યાર બતાવ્યો કે પ્રધાન પદવી તથા
ભંડારીનો હોદ્દો આ બે અધિકાર તેને આપ્યા; અને
તેની સાથે ચાર પેટીઓ પણ તેને પાછી આપી. આ
વખતે રાજાએ દેવદત્તને ઘણુંજ માન-આપ્યું તેથી દેવ-
દત્ત કેહવા લાગ્યો કે મહારાજ પ્રધાન ને ભંડારી
બનેને મારવા નહી જોઇએ;આ સાંભળીને દેવરત્તના
વચનને પાળવા માટે પ્રધાન તથા ભંડારીને જીવતા
મુકયા પણ દેશ નીકાલ કર્યા. દેવદત્તને ઘણા ઠાઠમાઠથી
હાથી ઉપર બેસાડીને ઘરે પહોંચતો કર્યો, જયારે દેવદત્ત
ઘર ભણી આવવા લાગ્યો ત્યારે લોકો એ વાતની વધા-
મણી તેને ઘેર લઈ જવા લાગ્યા અને તેથી સુમિત્રા
નામે જે તેની સ્ત્રી હતી તેણે વિચાર્યું કે આ વાતખરી
હશે કે ખોટી! એટલામાં બીજી વધામણી આવી! અને
શેઠ પણ પાધરા આડંબર સાથે ગજ ખંધે બેસી
ચમર ઢળતે જિણદાસને ઘરે ગયા; ત્યાંજઇ હાથીપરથી
ઉતરીને ચારે પેટીઓ મુખ આગળ ધરીને પગે
લાગીને કહેવા લાગ્યો કે પીતાજી આ પ્રતાપ સર્વે
તમારો છે. તે સાંભળી જિણદાસે કહ્યું કે પુત્ર એ સર્વે
અસત્ય નહીં બોલવાના ફાયદા છે. વરતના મહીમા
થકી ધર્મના પ્રભાવથી આ સર્વ બન્યું છે. માણસ પો-

તાના આયુષ્યનો ઘણોક ભાગ જે ગેરવાજબી રીતે ગુમાવે છે તે કરતાં જો વૃત પચખાણ ભાવે કરીને કરે તો દેવતા પણ દાસ થાય તો બીચારા માનવીના તે શા આશરા!!!ચારે પેટીઓ ઉપર હાથ રાખીને કહ્યુ કે આ તું પાછી લઇ જા અને તારૂં વરત હમેશાં બરાબર રીતે પાળજે. હવે દેવદત્ત ઘરે આવ્યો ત્યારે તેની સ્ત્રી સુમિત્રાએ પાંચ સાત સાહેલી મળીથાળભરીને ચોખે વધાવ્યો પછી ઘરમાં પ્રવેશ કરયો. ઘણાક ગરીબ ગુરબાંને તથા સુપાત્ર માણસને દાનમાનથી સંતોષ્યા. હવે દેવદત્ત સુખે રાજમાન ભોગવે છે, ધર્મની કરણી કરે છે તથા પોશા અને પરકમણા કરે છે.શ્રાવકના વૃત સારી રીતે પાળોને તે છેવટે દેવલોક પહોંચ્યો. શ્રીદેવદત્તની કથા સંપુર્ણ ॥ ૧ ॥



## પક્ષપાતી રાજા વસુની કથા.

અંગદેશ મધ્યે કુસુમપુરી નામે નગરી હતી, ત્યાં જીતશત્રૂ નામને રાજા હતો તેને સુંદરી નામે સ્ત્રી હતી, તેને પુત્ર વસુ એવા નામનો હતો. તે નગરને વીશે રૂદ્રદત્ત નામે ઉપાધ્યા રહેતા અને તેમને રૂદ્રા નામે સ્ત્રી હતી, તેનો પર્વત નામે પુત્ર હતો. વળી એજ નગરમાં શિવશર્મા બ્રામ્હણ રહેતો તેનો પુત્ર નારદ નામે હતો. હવે રાજાનો પુત્ર અને નારદ એ બે ભણવા-

ને રૂદ્રદત ઉપાધ્યા પાસે જવા લાગ્યા. વસુ અને નારદ અને ઉપાધ્યાનો પુત્ર પરવત એ ત્રણે જણા સુખે ભણતા હતા. એક દીવસને સમે ઉપાધ્યાને વસુ ઉપર ઘણીજ રીસ ચડી ત્યારે વસુ ગુરૂની સ્ત્રી રૂદ્ર પાસે જઇને તેને શરણું પેઠો અને તેથી રૂદ્રાએ વસુની રક્ષા કરીને મારવા દીધો નહી. ત્યારે વસુએ કહ્યું માતાજી તમે મારા ઉપર ઘણોજ ઊપકાર કર્યોછે. સજ્જન પુરૂષો છે તે પોતાના ઉપર ઉપકાર કરનારને તેનો યથ યોગ્ય બદલો આપવાને કદી પણ ચુકતા નથી. જનાવર પણ ઉપકારના બદલે ગુણ કરે છે અને ઝાડ પણ રક્ષકને ફળદાતાછે, તે માટે કાંઈક વર માગો ત્યારે રૂદ્રાએ કહ્યું કે ભલે તો વર હમણાં ભંડારમાં રાખો; મારે કામ પડશે ત્યારે હું માગી લઈશ. એમ વાતચીત થયા પછી સૌ સૌને ઠેકાણે ગયા. વળી એક સમયે રૂદ્રાએ ધણીને કહ્યું કે તમે પોતાના પુત્રને ભણાવતા નથી તેથી ઉપાધ્યા બોલ્યા કે, હે સ્ત્રી, તારા પુત્રમાં અક્કલ નથી; તેની હું તને પરિક્ષા બતાવીશ. એમ કહીને તેના મનનું સમાધાન કર્યું. એક દીવસને સમે ત્રણે નીશાળીઆ પાસે તેડયા અને તેમને પાંચ પાંચ કોડીઓ આપીને કહ્યું કે સાંભળો આ પાંચ કોડી તમે તમારા પાસે રાખીને જાઓ અને પાછી લાવજો પણ પેટ ભરીને આવજો. એમ કહીને ત્રણેને જુદા

જુદા ભાગમાં મોકલ્યા. ચાર પાંચ ઘડી પછી પાછા આવ્યા ત્યારે પર્વત પણ આવ્યો તેને પુછ્યું ત્યારે કહે કે મેંતો પાંચ કોડીઓની ધાણી લઈને ખાધી અને ભુખ્યો પણ આવ્યો. તે પછી વસુ કુમાર આવ્યો તેને પુછ્યું ત્યારે,તે કહેકે આ કોડાઓ તમારી લ્યો અને હું તો મારૂં પેટ પણ ભરી આવ્યો. તે બોલ્યોકે કોડીઓ રાખી હાથમાં અને કંદોઇને હાટે જઇને સુખડી કઢાવી તે માંહેથી કટકો લઇને ચાખ્યો ને ભાવ પુછી આગળ ચાલ્યો. એ રીતે હાટ દસ વીસ ફર્યાથી પેટભરીન આવ્યો. એ વાત થતી હતી તે વારે નારદ પણ આવ્યો અને તેણે પણ એમજ કહ્યું કે કોડીઓ પાછી આવીછે અને પેટ પણ ભરીને આવ્યોછું. તે વારે પંડીતે કહ્યું કે જો સ્ત્રી, બુદ્ધિ તો કર્માનુસારીણી. વળી કેટલાએક દીવસને આંતરે પંડીતે અડદના લોટના બોકડા ત્રણ ઘડીને તૈયાર કીધા. એકેકને જુદો જુદો એક એક આપ્યો અને કહ્યું કે જયાં કોઇ ન દેખે ત્યાં જઈને મારી આવજો. એમ કહીને ત્રણે જણને જુદા જુદા આધા વન ખંડીમાં મેલ્કાયાં. તે વેળા પછી ઘડીએ બે ઘડીએ પાછા આવ્યા. તે મધ્યે પ્રથમ પરવત આવ્યો. પરવત કહે હું બોકડાને મારી આવ્યો પણ કોણે ન દીઠો. તેવારે, પંડીતે કહ્યું કે પુત્ર હમણાં બેસો, એટલી વાત કરતામાં તો

વસુ અને નારદ પણ પાછા આવ્યા; પણ બોકડા પાછા લઇ આવ્યા. તેવારે પંડિતે પુછ્યું કે તમે બોકડા પાછા કેમ લાવ્યા તે સાંભળીને તેમણે કહ્યું કેતમે કહ્યું હતું કે જ્યાં કોઇ નદેખે ત્યાં મારજ્યો. તે માટે અમે જ્યાં જ્યાં ગયા ત્યાં સઘળાઓ દેખે. ગૃહ ગણ તથા ચંદ્ર સુર્ય તથા વન દેવ એ વગેરે સર્વ દેખે તે માટે અમે પાછા લાવ્યા. તે વખતે પંડીતે કહ્યું કે હે સ્ત્રી આવી મતી કોઈની શીખવી શીખવાતી નથી પરંતુ આધીન ચાલથીજ પ્રાપ્ત થાયછે.

बुद्धि शरीरे उपजे, दीधी कीती होय ॥

जल भीतर कच्छब वसे, तरी न जाणे शोय ॥

એ પ્રમાણે વાત ચીત થયા પછી સૌસૌને સ્થાનકે ગયાં. કેટલેક દીવસે પંડીતે પોતાને ઠેકાણે પરવતને રાખીને પોતે દીક્ષા લીધી અને રાજા પણ પ્રોક્ષ થયો અને વસુને રાજ્ય મળ્યું. વસુ રાજા નીતીમાર્ગે રાજ ચલાવતો હતો. એક સમયે પાછલી રાત્રે શીકારે નીકળ્યો અને આગલ જતાં એક થાંભલો તેની નજરે આવ્યો; તે સ્ફટિક રત્નનો સ્થંભ દેખી ખુશી થયો, તેથી રાતનો રાતમાં ઘરે આણ્યો; તેના ચાર પાયા ઘડાવ્યા તે સીંહાસન હેઠે માર્યા. તે પાયા સુર્યના તેજથી દેખાય નહી અને તેથી કોઇના પણ જોવામાં એમ

જણાય કે સિંહાસન અધર થઈ રહ્યું છે. લોકોમાં કીરતી ચાલી કે અહો! વસુરાજા મોટો સત્યવાદી છે કે, જેનું સિંહાસન અધર રહ્યું છે; એવી ખોટી કીરતી ચાલી. સુખથી રાજ્ય કરતો હતો તેવામાં એક સમે નારદ ફરતો ફરતો પરવતની નીશાળે આવ્યો ત્યાં પરવત કેટલાક વિદ્યાર્થિઓને ભણાવેછે તેમાં "અજ" એવો શબ્દ આવ્યો તેવારે પરવતે કહ્યું અજ કહેતાં-"વૃક્ષની છાલ" કહીએ; ત્યારે નારદ બોલ્યો કે અજ શબ્દે બોકડો કહીએ. એમ કરતાં બેઉ જણને વિવાદ થયો. તેવારે એક બીજાએ પણ લીધું કે જે ખોટો પડે તેને ગધેડે ચડાવી શેહેર બહાર કાઢવો. એ શબ્દના ખરા અર્થનો ન્યાય કરાવવા કાલે સવારે આપણે વસુરાજા પાસે જઇશું એમ નક્કી કર્યાપછી બને ઘરે ગયા. પરવતે પોતાની માને નારદ સાથે થયેલી હકીકતની ખબર કહી અને કહ્યું કે "માતું રાજા વસુ પાસે જા અને જેમ તેમ કરીને મારો બોલ ખરો ઠરે તેમ કર" પુત્રના કહેવાથી રૂદ્રા બ્રાહ્મણી રાજાની પાસે ગઇ. રાજા એ તેને માન આપ્યું અને હાથ જોડીને બોલ્યો કેઃ—"માતાજી તમે કેમ પધાર્યા; મારા સરખું કાંઇ કામકાજ હોયતો કહો" રૂદ્રાએ પર્વત અને નારદ વચે "અજ" શબ્દ વિશે થયેલી ખટપટ કહી સંભળાવી અને ગમે તેમ પણ પર્વતનો બોલ ઉપર

રાખવા માટે અરજ કરી. રાજા બોલ્યો, તમે કહોછો તેમ મારાથી અસત્ય બોલાય નહીં માટે હું તો જે સત્ય હશે તે કહીશ. ત્યારે રૂદ્રા બોલી તમે નાનપણમાં આપેલું વચન યાદ કરો અને જો તે વચન પાળતા હોતો પરવતનો બોલ ઉપર રાખો. રાજા બોલ્યો, જ્યારે તમને મેં આગલથી વચન આપ્યું છે ત્યારે જેમ તમે કહો તેમ પર્વતનો બોલ ઉપર રાખવાને હું ચુકીશ નહીં. બીજે દીવસે પર્વત અને નારદ બે જણ રાજા પાસે ગયા અને "અજ" શબ્દનો અર્થ કરાવ્યો ત્યારે રાજા વસુ બોલ્યો કે જેમ ગુરૂ વચને "અજ" શબ્દનો અર્થ બોકડો થાય છે તેમ "છાલ" પણ થાય છે; માટે તમે બન્ને સાચા છો. એવો પક્ષ-પાત ન્યાય રાજા વસુએ કરવાથી દેવતાઓનો તેના ઉપર કોપ થયો અને તેજ ક્ષણે તેનો પગ પકડી સીંહાસન ઉપરથી પછાડીને મારી નાખ્યો; રાજા વસુ મરીને નર્કે ગયો. વસુના મૃત્યુ પછી તેના પુત્રને રાજય ગાદી મળી. જેણે પર્વતને ખોટો ઠરાવીને ગામ બહાર હાંકી મુકયો અને નારદને યોગ્ય સન્માન આપી પોતાની પાસે રાખ્યો. જે કોઇ અસત્ય બોલી પક્ષપાત કરે છે તે રાજા વસુની પેઠે આ લોકે અપકીર-તિ અને, દુખ પામી મુઆ પછી નરકે જાય છે.

**અદત્તા દાન ઉપર સુમિત્ર કુંવરની કથા ।।**

મગધદેશમાં રાજગ્રહી નામે નગરીમાં પ્રસેનજીત નામે રાજા રાજ કરતો હતો. તે નગરમાં સુવૃત નામે શેઠ હતો જેને સુમિત્રા નામે સ્ત્રી અને સુમિત્ર નામે પુત્ર હતો. જ્યારે સુમિત્ર દસબાર વરસનો થયો ત્યારે તેનો પીતા મરણ પામ્યો. વખત જતાં સુમિત્ર સમજણો થયો અને પોતાની માને કહયું કે, મા મને રજા આપો, હું રોજગાર માટે દેશાટણ કરવા જઈશ. માતાએ તેને આશિર્વાદ દઇ, સાથે સાત રત્ન આપી જવાની રજા આપી. ફરતાં ફરતાં શ્રી બેણાતટ નામના નગરમાં આવી પહોંચ્યો. જયાં બીજે બંદર જવાને તૈયાર વહાણ તેણે જોયું. હવે સુમિત્રને પણ બહાર દેશાવર મુસાફરી માટે તે વહાણમાં જવાનો વિચાર હતો; પણ પોતાની પાસે જોખમ હોવાથી, તે સાથે લઇને ચડવાને ઠીક લાગ્યું નહીં તેથી એ કોઈ સાહુકારને ત્યાં મુકી આવું:—એવો વિચાર કરીને તે શેહેરમાં ગયો અને પુછતાં ખબર મળીકે આ શેહેરમાં ઇંદ્રદત્ત નામે એક પુરોહીત છે જે ઘણોજ આબરૂદાર સાહુકાર છે. પછી તે પુછતો પુછતો તે શાહુકાર પુરોહીતને ઘરે ગયો અને તેની પાસે જઇ બોલ્યો "શેઠજી, મારી મુશાફરીમાં મારી પાસે સાત રત્ન છે માટે તે સાત રત્ન હું પાછો આવીશ ત્યાં સુધી તમે રાખો" પુરોહીત કહે કે,—ભાઈ અમે કોઇનું કાંઈ

રાખતા નથી, પણ તું ઘણીજ આજીજી કરે છે તો ભલે મુકી જા. સુમિત્ર સાતે રત્ન તે પુરોહીત પાસે મુકીને વહાણે ચડયો અને વહાણ ત્યાંથી હંકાર્યું. તે થોડા દીવસમાં સહીસલામત સુવર્ણ દ્વીપનામના ટાપુમાં પહોચ્યું. સુમિત્રે તે નવા ટાપુમાં રોજગાર ચાલુ કર્યો જેમાં શ્રીજીન ભગવાનની કૃપાથી તે સારી પેઠે કમાયો. જ્યારે વ્યાપાર કરતાં બે ત્રણ વરસ થઇ ગયાં અને પોતાની પાસે સારી રીતે દ્રવ્ય એકઠું થયું ત્યારે તેણે પોતાના ઘરભણી આવવાનો નિશ્ચય કર્યો. તરેહતરેહવાર જાતનો માલ ખરીદી એક મોટા વહાણમાં ભરી અવેજનો દાબડો સાથે લઇ તે ઘેર આવવાને તૈયાર રાખેલા વહાણ ઉપર ચડયો. રસ્તે ચાલતાં મધ્ય સમુદ્રમાં મોટું તોફાન થવાથી વહાણ ભાંગી ગયું. સુમિત્ર શેઠને હાથ આ વખતે ભાગ્ય—નસીબે એક પાટીઉં આવી ચડવાથી તે કેટલેક દીવસે શ્રી બેણાતટ નગરીને કીનારે આવ્યો. પુરોહીતે જેવો સુમીત્રને લાંબેથી આવતાં દીઠો તેજ વખતે એક પ્રકારની અકકલની યુક્તિ ઉપજાવીને પોતાની પાસેના બીજા શાહુકારોને કહેવા લાગ્યો કે, આજે મને એક ભયંકર સ્વપ્ન આવ્યું કે જેમાં કોઈ એક શખસ મને આવીને ગલે પડે છે એવું દીઠું. એમ વાત કરે છે તેવામાં સુમિત્રે આવીને કહ્યું મહારાજ મને ઓળ-

ખો છે? "અંહ! અમે તે કેટલાકને ઓળખતા ફરીએ, તારા જેવાતો અહીંયાં ઘણાએ આવે છે, અને જાય છે. ત્યારે સુમિત્ર બોલ્યો, હું, હું સુમિત્ર છું કે જેણે સાત રત્ન તમારી પાસે થાપણ મુક્યાં છે; હું વહાણે ચડયો હતો તે વહાણ ડુબી જવાથી મારી પાસે કંઈ પણ રહ્યું નથી માટે હવે મને મારી અનામત સાત રત્નની થાપણ પાછી આપો. પુરોહીત કહેકે—શું! તું દીવાનો થયો છે કે કેમ? ચાલ રસ્તો પકડ! એટલું બોલી સીપાઇને હુકમ કરી ધકા મારીને બહાર કાઢી મુકાવ્યો. ત્યાંથી સુમીત્ર બહુ દુખી થતો ગામમાં ઠેકાણે ઠેકાણે ફરિયાદ કરવા લાગ્યો પણ કોઈ પાસે દાદ મળે નહીં. સહુ કોઈ એને ગાંડો કહી ધીકારતા હતા. છેવટે તે રાજા પાસે ફરીયાદ લઇ ગયો ત્યાં પણ તેમજ ધકા મારી ધીકારીને કાઢી મુકયો. હવે સુમીત્ર નીરાશ થવાથી દરરોજ ચાર ઘડી રાત રહેતી ત્યારે રાજાના મહેલ પાસે જઇને કહેતો કે "ફરિયાદ છે મુજ ગરીબની, જો દાદ આપો તો મારા સાત રત્ન પુરોહીત પાસેથી પાછા અપાવો. એવી રીતે પોકાર કરતો. એમ પોકાર કરતાં પાંચ સાત મહીના વીતી ગયા ત્યારે એક દીવસ રાણીએ રાજાને કહ્યું કે "મહારાજ, આ ગરીબ માણસ દરરોજ પોકાર કરે છે તેના રત્ન કેમ પાછા અપાવતા નથી?" રાજા એ કહ્યું એતો

દીવાનો છે તેથી ફોકટની બુમો કરે છે. રાણી કહે કે "નહીં, મને તો તે શાહાણો પુરૂષ જણાય છે અને એના સાત રત્ન નકકી એણે પુરોહીત પાસે મુકયાં હોવાં જોઈએ. જો તમે મને રજા આપો તો હું તે રત્નો કઢાવું." રાજા બોલ્યો ભલે તમેજ એને રત્ન અપાવો. આ ઉપરથી રાણીએ એક દીવસ પુરોહીતને પોતાની પાસે બોલાવ્યો. જ્યારે પુરોહીત આવ્યો ત્યારે તેને ઘણુંજ માન આપીને રાણીએ બેસાડયો અને ચોપટ પાસા લઈ બોલી કે પૂરોહીતજી, આવો આપણે સોગઠે રમીએ. પૂરોહીત રાણી સાથે રમવા બેઠો ત્યારે રાણીએ પૂછ્યું કે કહો પૂરોહીતજી આજે શું જમ્યા? તેથી પૂરોહીતે જે કાંઇ ખાધું હતું તે કહ્યું. આ વાત પહેલાં રાણીએ આગળ-થીજ પોતાની દાસીને શીખવી રાખ્યું હતું તે મુજબ તેને ઈસારો કરવાથી તેણે પુરોહીતને ઘરે જઈ તેની સ્ત્રીને કહ્યું કે "બાઇ તમારા ધણીને રાજાએ મારવા કાઢયોછે અને મને માત્ર તમારી પાસે આજ ખાધેલા જમણના એંધાણે ઓલ્યા વાણીયાના સાત રત્ન લેવા માટે મોકલી છે. તે જો તમે કાઢી આપો તો પુરોહીતનો જીવ બચે. પુરોહીતની સ્ત્રીએ હસીને જવાબ આપ્યો કેઃ—તમે જાણોને પુરોહીત જાણે મને કંઈ ખબર નથી. આવો જવાબ

સાંભળી દાસી પાછી આવી. દાસીને એમને એમ પાછી આવેલી જોઈ રાણીએ બીજી યુક્તિ શોધી કહાડી અને તે એકે, પુરોહીત સાથે એવી સરત કીધી કે જો હું હારૂં તો મારા ગળામાંનો હાર તમને આપું, અને જો તમે હારો તો તમારા હાથમાંની વીંટી લેઉં. એવી સરતથી રમત આગળ ચલાવી. જેમાં પુરોહીત હાર્યો. રાણીએ તરતજ તેની વીંટી લીધી અને દાસીને આપી; જે લઇ દાસી ફરીથી પુરોહીતને ઘરે ગઇ અને ત્યાં જઇને તેની સ્ત્રીને કહ્યું કે હે! પુરોહીતાણી, તમારા ધણીએ આ છેલી નીશાણી પોતાના નામ સહીતની વીંટીની આપીછે અને કહ્યું છે કે, "જો મારા પ્રાણની ખપતી હોય તો રત્ન સાત તરત કહાઢી આપજો." વીંટીની નીશાણી જોઈ પુરોહીતની સ્ત્રીને વિચાર ઉપજ્યો કે વાતતો ખરી દીસે છે; એમ ધારી રત્ન સાત તરત દાસીને આપ્યાં; જે દાસીએ લાવીને રાણીને આપ્યાં. ત્યાર પછી તેની વીંટી પાછી આપી રાણીએ પુરોહીતને જવાને રજા આપી. જ્યારે સાંજે રાજા મેહેલે આવ્યો ત્યારે રત્નો સંબંધી તેને સર્વે વાત રાણીએ માંડીને કહી, જે સાંભળી રાજાએ ખુશી થઇ તેની ચતુરાઇના વખાણ ર્ક્યાં. હવે રાજાએ સાત રત્ન પુરોહીતવાળાં અને એક સો ને એક રત્ન પોતાના મળી એક સોને આઠ રત્ન એક થાળમાં ભરીને બીજે

દીવસે કચેરીમાં તે થાળ લઈ જઇ પેલા ગાંડા વાણી-આને બોલાવ્યો. અર્ધ ઘેલા જેવો થઇ ગયેલો એવો જે સુમીત્ર તે કચેરીમાં આવ્યો ત્યારે રાજાએ તેને પુછ્યું કે જે રત્નો પુરોહીતને આપ્યાં હતાં તે તું તારા પોતાના તરીકે ઓળખી શકે છે? સુમિત્ર બોલ્યો "હા મહારાજ હું મારાં રત્નો બરાબર ઓળખું છું." રાજાએ તેને કહ્યું "ત્યારે લે આ થાળમાંથી તારાં રત્નો ઓળખી લે" સુમિત્રે બધાં રત્નો મધ્યેથી પોતાના સાત રત્નો જુદાં કહાડયાં. રાજાએ કહ્યું એ સાતે રત્નો જો તમારાં હોય તો ઉપાડી લ્યો. સુમિત્ર કહે ના મહારાજ મને અડતા દાનનું વૃત છે માટે તમે પોતાને હાથે આપો તો લેઇ લઉં. રાજાએ તેને રત્ન ઉપાડી આપ્યાં અને તેજ વેળા શીરપાવ મંગાવીને તેને બધા પ્રધાનો-માં મોટા પ્રધાનની જગા આપી. આથી સુમિત્રે પોતાની માને બોલાવીને ત્યાં રહ્યો. પછી સુમિત્ર ઘણા વરસ સુડી પ્રધાન પદ ભોગવી શ્રાવકના વૃત આરાધી અડતાદાન રૂડી રીતે પાળી, લાંબું આયુષ્ય ભોગવી અંતે સ્વર્ગ ધામમાં વીચર્યો.

### સાર.

જે કોઈ મનુષ્ય શ્રાવકના ધર્મ રૂડી રીતે પાળે છે તે આ લોક સુમિત્રની પેઠે કિર્તિ ધ્વજનું સુખ ભોગવી અંતે સ્વર્ગે વીચરેછે.

## અદત્ત ઉપર શ્રી સુવ્રત શેઠની કથા.

પંચાલ દેશમાં સાવથી નામની નગરી છે. ત્યાં મહાસેન રાજા રાજ્ય કરે છે. તે નગરમાં સુવ્રત શેઠ રહે છે. તેને ધનાનાં નામની સ્ત્રી છે પણ તે સુવ્રતને લીધે દુખથી આજીવીકા ચલાવે છે. એક દીવસે સુવ્રત શેઠને સાધુનો સંજોગ થયો તેથી ધર્મ ઉપદેશ સાંભળીને ધર્મમાં મન લાગ્યું. ત્યારે અદત્તાદાનનું પચખાણ લીધું અને ઘરે આવ્યા. એ દીવસ પછી એક વખત કલશીઓ ભરીને શેઠ જંગલ જવાને ગયા; ત્યાં એક ધનનોભંડાર દીઠો તેથી મનમાં વિચાર્યું; જયારે મારાથી લેવાય તેમ હતું ત્યારે તો ન મળ્યો અને આજ તો મારે અદતનું પચખાણ છે એમ વિચાર કરીને ઘરે આવ્યો. એવી વાત સ્ત્રી પુરૂષ કરતાં કરતાં રાત્રે બેઠાં છે અને મધ્ય રાત્રીનો સમય થવા આવ્યો છે એટલે શેઠ કહે હે સ્ત્રી, આજ મેં જંગલને વીશે ધન દીઠું તે આપણા ગામની બહાર એક વોકળી-ને કીનારે ભેખડમાં આકડો અને કેરડો જોડે ઉગેલા છે તે ઠેકાણે જોયું તો ધન જોવામાં આવ્યું. મારે હાલમાં પચખાણ છે. આ વખતે ઘર પછવાડે ચોર ઉભા છે તે ચોરને સર્વ હકીકત સારી પેઠે સાંભળવામાં આવી. તે ચોરોએ વિચાર્યું કે આ વાત સૌથી સારી છે.

ચાલો જઇને તે ધનનો ભંડાર કાઢીએ. એમ વિચારીને તે બધા ગામ બહાર જયાં ધન દાટેલું હતું તે નીશાનને ઠેકાણે આવ્યા. જમીન ખોદીને જુએ છે તો એકલા સર્પ અને વીંછુ ભરેલા દીઠા. એ ઉપરથી ચોરોએ એમ જાણ્યું કે તે વાણીઆએ આપણા સાથે કુડ કરેલું છે માટે આપણે પણ તેની સાથે કુડ તથા દ્રોહ કરીએ..

तादृसेजायेतबुद्धि ॥ व्यवसायोपीतादृस ॥

सहायातादृसाज्ञेया ॥ व्यादृसीभवतीव्यता ॥

એમ વિચારીને સઘળું ધન ચોરે ઉપાડયું અને સુવ્રતને ઘરે આવ્યા અને મોઢેથી ચોરે કહ્યું : લેજરે! શેઠ તારૂં ધન, એમ કહીને ચોર પોતાને ઠેકાણે ચાલ્યા ગયા. સુવ્રતને અગડવ્રતફળદાયક થયું અને સુખી થયો. ધર્મ આરાધી સ્વર્ગે ગયો.

સાર—ચોરેવીંછી જાણીને નાખ્યું પણ વ્રતના પ્રભાવે ધન થયું માટે ધર્મની આસ્તા રાખવી.

## વ્રત વિરોધનાર અંબસાર વાણીકની કથા.



સુશર્મા નામે નગરમાં અંબસાર નામે એક ગરીબ વાણીઓ રહેતો હતો, જે મહા દુ:ખ ભોગવીને પોતાની આજીવીકા ચલાવતો હતો; એક વખત તે જખી

ગામ તેલ ગોલની ફેરી કરવા ગયો હતો;એટલામાં માર-ગમાં એક મહા મુનીશ્વર સાધુને દેખી તેઓ પાસે ગયો અને તેમનો ધરમોપદેશ સાંભળીને રાજી થઇને બો-લ્યો કે,—મને અડતાદાન વૃતનું પચખાણ કરાવો. ત્યારે સાધુ કહે કે જેમ તમારૂં મન સ્થીર રહે તેમ કરો. પછી તેમને પગે લાગી અડતાદાનનું પચ-ખાણ લઈ અંબસાર ઘરે ગયો. વ્રતના પ્રભાવે હવે સુખે દીન ગાળે છે. એક વખત ઉનાળાના દીવસોમાં સંધ્યાકાળને સમયે અંબસાર શ્રાવક અંબવનમાં ફરતો ફરતો આવી લાગ્યો ત્યાં ઘણાજ પાકેલા ઉત્તમ આંબા જોઈને અંબસારના મુખમાં પાણી છુટવા લાગ્યું. તેનું મન ચળવળવા લાગ્યું અને જીભતો તેનો સ્વાદ લેવાને તળવળાટ કરવા લાગી. તે આંબા પ્રત્યે બોલ્યો કે **હે અંબરસ તું ફાલ્યો ફુલ્યો અપાર કોઇ ન દેખે તેમ; તું કહે તો લઊં હું બેચાર.** બોલ્યો. **અંબસાર કેમ લે બેચાર જો ન દેખે કોઈ તો સુખે લઈલે દસ બાર"** પછી દસ બાર આંબા ઉપાડી લેઇને અંબસાર શ્રાવક ઘરે ગયો. ફોકટના આંબા વધારે મીઠા ગણીને અંબસાર દરરોજ ત્યાં જઇ આંબા ઉપાડી લાવે એમ કરતાં જ્યારે ઘણા દીવસ ગયા ત્યારે આંબાના ધણીને વહેમ ગયો કે હમણાં થોડાક દીવસથી આંબા કોઈ લઈ જાય છે

માટે આજે તેની તપાસ કરવી એમ વિચારી એક દીવસ હાથમાં ખેરના લાકડાનો ડંડુકો લઇ એક ઝાડની પાછળ સંતાઇ બેઠો એટલે અંબસારે આવીને આંબાને હમેશની માફક કહીને આંબા લેવા માંડયા એટલામાં આંબાના રક્ષકે આવીને અંબસારને પકડયો અને ડંડુકાને પુછયું કે "કમરે! ખેરસાર ઘડયો છે તને ખૂબ સુતાર; દઉ ચોરને બે ચાર.તો કહે દેઇદે દસ બાર-એટલું બોલી આંબાના ધણીએ દસવીસ ડંડુકા અંબસારની પીઠપર ઝાડી દીધા. આથી અંબસારને સારી પેઠે શિક્ષા થઇ અને લોકમાં અપજશ પામ્યો અને વૃત વીરોધવાથી આ ભવે તેમજ પરભવે દુખી થયો.

**સાર**—જે કોઇ મનુષ્ય વૃતવીરોધી થઇ પરાઈ વસ્તુ હરણ કરે છે તે શ્રાવક અંબસારની પેઠે આ લોકમાં અપજશ અને દુ:ખ પામી અનંતભવે દુ:ખ ભોગવેછે.

## બ્રહ્મચર્ય અને શીલવૃત વિશે કથા.

સુર્યપુર નામે નગરમાં શુરસેન નામે રાજા રાજ કરતો હતો; તેનો પ્રધાન કુટબુદ્ધિ નામે હતો; તેનો કઠારપીંગલ નામે પુત્ર હતો. તે એકનો એકજ પુત્ર હતો તેથી પ્રધાનનો પ્યાર તેના ઉપર બહુજ હતો. તે નગરીમાં ધનાવો નામે શ્રાવક સાહુકાર રહેતો હતો તે બાર વૃતધારી હતો. તેને શીલવતી નામે સ્ત્રી હતી તે પણ બાર વૃતધારી હતી. એક દીવસે શીલવતી પાંચ

સાત સખીઓ સાથે દેહેરે થઇને અપાસરે જતી હતી તેવામાં કઢારપીંગળ પ્રધાનનો પુત્ર મેટો વ્યસની હોવાથી સાત વ્યસનને એકદમ સાથે કરીને નીકળ્યો હતો.

॥ अथसप्तव्यसनवर्णन ॥

द्युतंचमांसंचसुरासवेष्या ॥ पापर्धचोरीपरदारसेवा
एतानी सप्तव्यसनानी लोके, ॥ घोराती घोरंनरकंप्रजंती

તે કઢારપીંગળ પાંચ સાત નટવીટ પુરૂષ સાથે ચાલ્યો જતો હતો તેટલામાં શીલવતી તેની નજરે પડી અને તેને દેખીને મોટા આશ્ચર્યમાં તે પડયો. તેણે પોતાની સાથેના પ્રપંચી પુરૂષોને પુછયું કે આ સ્ત્રી કોણ છે અને કોની છે ત્યારે તેઓએ જવાબ આપ્યો કે તે ધનાવા શેઠની સ્ત્રી છે અને તે ઘણીજ શીલવતી છે. એવા વચન સાંભળીને તે પોતાને ઘરે ગયો. મહાશોકમાં ગમગીન ચહેરે ઘોડાના તબેલામાં તુટી ખાટલી લઇને સુતો. બપોરને વખતે જ્યારે પ્રધાન આવ્યો ત્યારે પુછયું કે કઢારપીંગળ ક્યાં ગયો છે ત્યારે જવાબ એવો મળ્યોકે તે તો ઘોડાના તબેલામાં જઈને સુતો છે. ત્યાં પ્રધાન પોતે ગયો અને પુછયું કે હે દીકરા, તું શા કારણથી રીસાણો છે. તેના ઉત્તરમાં તેણે જણાવ્યું કે હું કોઇથી રીસાયો નથી પણ મારા મનમાં એક ચીંતા ઉમત્ન થઇ છે તે જો તમે મટાડો તો હું જીવીશ નહીં તોઅગ્ની પ્રવેશ કરીને

બળી મરીશ. ત્યારે પ્રધાને વાત પુછી તે કઢારપીંગળે યથાસ્થિત માંડીને કહી. ઘણું કરીને કામી પુરૂષને કશી લાજ હોતી નથી. એ વાત જો તેઓના મનમાં હોય કે અરે! હું આ કેવું દુષ્ટ કામ કરૂં છું! તો તેઓ તરતજ જ્ઞાની થઇ જાય પણ સાધુ પુરૂષોનો સંગ તેમાં વધારે કરીને એવા નીર્લજને જલદીથી સુધારી શકે છે. તે બોલ્યો શીલવતી નામે સ્ત્રી છે તે જો મને મેળવો તો હું જીવું; તે સાંભળી પ્રધાને કોલ આપ્યો કે તે તને એક બે મહીનાઓમાં હું મેળવી આપીશ. એમ કહીને દીકરાને મનાવ્યો અને બને એકઠા બેશીને જમ્યા. પછી સર્વ સર્વને કામે લાગ્યાં અને પ્રધાનને તો વિચાર થવા લાગ્યા કે હવે ઉપાય શું કરવો. એજ વિચારમાં પ્રધાન દરબારમાં ગયો ત્યાં રાજાનું માથું બહુજ દુઃખવા આવેલું હોવાથી પ્રધાનને પુછ્યું કે આ મારા માથાનો કોઈ ઉપાય સુઝતો નથી તે વીશે તું શુ કહેવા માગેછે. ત્યારે પ્રધાને એક કલ્પીત વાત રાજાને કહીકે હે રાજાજી, આજ નીમતીઓ મારે ઘરે આવ્યો હતો તેને મેં ખાનપાનાદિકથી સંતોષ્યો ને પુછ્યું કે મહારાજાને માથે વેગ આવેછે તેનું કાંઇ ઓસડ બતાવ. ત્યારે તેણે કહ્યું કેઃ—કંદુકદ્વીપ વીશે કીંજલ્પ નામે પંખી છે તે પંખી જો અહી આવે તો સર્વે રોગ જાય, દુઃખ જાય, દુકાળ જાય, અને મરકી પણ જાય.

તે પંખીનો એવો ગુણ છે. ત્યારે રાજાએ કહ્યું કે પ્રધાનજી એ પંખી કેમ આવે. ત્યારે પ્રધાને કહ્યું કે એ વાત કાંઇ અઘરી નથી. કારણ કે આપણા શહેરમાં એક ધનાવો નામે વેહેપારી છે તેનો પેઢીગત વહાણોનો મોટો રોજગાર છે તેને મોકલીએ તો કામ કરી આવશે. રાજાને આ વાત ઠીક લાગી તેથી બીજે દીવસે પ્રભાતે રાજાએ રાજ સભા ભરી, તેમાં પ્રધાન પણ આવ્યો; તે વખતે રાજાએ માણસ મોકલીને ધનાવા શેઠને બોલાવ્યો. માણસોએ ધનાવાને જઇને કહ્યું કે આપને રાજા બોલાવે છે ત્યારે તે બોલ્યો કે ગામમાં ધનાવા તો ઘણા છે તમે ભુલતા હશો. ત્યારે માણસોએ કહયું કે ના તમનેજ બોલાવે છે. ત્યારે તેણે લુગડાં પહેર્યાં અને દરબારમાં આવ્યો તેથી બધાએ આદરમાન કર્યું અને ઉભા થયા. ત્યારે શેઠને વિચાર થયો કે અતી આદર પણ ભલો નહીં:—

अतीदानात् बली बद्धो, अती गर्वेण रावण ॥
अती रुपवती सीता, अती सर्वत्र वर्जयेत ॥

એમ મહા વિચારમાં ગંભીર ચહેરે શેઠ રાજાને નમીને સ્થીર સ્થાનકે બેઠા; ત્યારે રાજાએ કહયું કે શેઠ તમારા સરખું એક કામ પડયું છે. આથી શેઠે કહયૂં કે સેવકને ફરમાવો. રાજા બોલ્યા કે:—કુંકુદ્વીપથી કીંજલ્પ નામનું પંખી લઇ આવો. ત્યારે

શેઠે કહ્યૂં કે મહારાજ મેં તો આજકાલ વહાણનો રોજગાર બંધ કરી દીધો છે અને વહાણ પણ ઉંચા ચડાવીને મેલ્યાં છે; તે માટે કોઇ બીજાને મોકલો તેથી પ્રધાને કહ્યું કે શેઠ તમારા વિના તે બીજાથી કોઇથી થશે નહીં. એમ કહીને શીરપાવ વેઢ વીંટીઓ વગેરે આપીને વાજતેગાજતે ગાજતે ઘેર પહોંચાડીને હા કહેવડાવી; અને ઘરે શેઠ આવ્યા ત્યારે સ્ત્રીએ પુછ્યું કે સ્વામી આ શું કરી આવ્યા! ત્યારે શેઠે કહ્યું કે, માન ન માન પણ આ કાંઇ તોફાન છે. તે વખતે સ્ત્રીએ કહ્યું કે સ્વામી મને એક દાહાડે પ્રધાનને પુત્રે દીઠી હતી તે માટે આ સર્વે ઉપાય કીધો છે પણ હશે, આપણને ધર્મ સહાય કરશે. હવે શુભ મુહુર્ત જોઇને વહાણ તાર્યાં અને શેઠની સાથે રાજાએ ઘણુંજ દ્રવ્ય દીધું. વહાણમાં તરેહતરેહના માલ ભર્યા અને વહાણ હંકાર્યાં તે વખતે શેઠને વળાવવાને પુરનીવાસી જનો તથા રાજા અને પ્રધાન પણ આવ્યા હતા તે જ્યારે પાછા ગયા ત્યારે પછી રસ્તે જતાં શેઠે અડધી રાતના સુમારે એક હોડીયામાં બેસીને પોતાના ઘરનો રસ્તો લીધો અને છુપી રીતે ઘરમાં કોઇ ન જાણે તેમ પ્રસન્નપણે સુખ ભોગવવા માંડયું. બીજે દીવસે રાતના પહોર એક વીતતાં પ્રધાન પુત્ર કઢારપીંગળ સુંદર અલંકાર

તથા વસ્ત્ર સજીને ધનાવા શેઠને ઘરે આવ્યો અને બારણા ઠોકીને બોલ્યો કે અરે, દાસી, બારણા ઉઘાડ ત્યારે શેઠાણીએ દાસીને કહ્યું કે તું જા અને તેની સાથે કોઇ બીજું હોયતો તેને અંદર આવવા દઇશ નહીં; એમ કહીને દાસીને મોકલી. દાસીએ કઢારપીંગળને અંદર લીધો અને પાછી ખડકી હતી તેમ બંધ કીધી. કઢારપીંગળ પાધરો મહોલે ચઢયો બીજે મજલે ગયો ત્યાં શીલવતીએ ઘણોજ આદર સત્કાર કીધો. હથીયાર છોડાવ્યાં, લુગડાં ઉતરાવ્યાં અને દાસીને કહ્યું કે પાણી ઊનું લાવ ત્યારે દાસી પાણી ઉનું લાવી અને પછી સીલવતીએ કહ્યું કે સ્વામી બેસો આ ઉપર ત્યારે કઢારપીંગળ ઢોલીઆ ઉપર બેઠો એટલે ઢોલીઓ કાચે સુતરે બાંધેલો હતો તેના ઊપર બેસતાંજ એક મોટા અગોચર ખાડામાં જઈને પડયો તે ત્યાંનો ત્યાંજ રહેવા દીધો. ઉપર મલમુત્ર પડે અને દાસી મારફત શેર ચણા મળે તે ખાય એવાં મહા સંકટમાં કઢારપીંગળ છ માસ સુધી પડયો રહ્યો એટલામાં શેઠને વહાણ આવ્યાની છાની ખબર ગુમાસ્તાઓએ મોકલાવી. શેઠે પણ વાઘરી લોકો પાસે અનેક તરેહના પક્ષીઓના પીંછા એકઠાં કરાવ્યાં હતાં અને એક મોટું પીંજરૂં પણ ઘડાવીને તૈયાર રાખ્યું હતું. જેવી વહાણ આવ્યા-

ની છાની વધામણી શેઠને મળી તેજ વખતે કઢાર પીંગળને ખાડામાંથી બહાર કઢાવ્યો અને નવરાવીને બે હાથ તથા બે પગ બાંધીને ગોઠણીઆંભર કીધો અને ગુંદ તથા શાઇ એ બે ચીજો ડીલે ચોપડીને તે ઉપર જનાવરના પીંછડાં ખોસીને કોઇ નવા પ્રકારના જનાવર જેવો કીધો અને પાંજરામાં પુર્યો. તે પાંજરૂ ભોઈને માથે મુકીને રાતને સમે એક હોડીમાં બેસી શેઠ વહાણ ઉપર લઈ ગયા. વહાણ ઉપરજઇને શેઠે તોપના ધડાકા કર્યા. આથી લોકો વધામણી લઇને રાજા પાસે ગયા ત્યારે રાજાએ પ્રધાનને જણાવ્યું એટલે પ્રધાને શેઠને ઘરે શીલવતીને જણાવ્યું કે શેઠ આવ્યા માટે અમારા પુત્રને રજા આપો. ત્યારે શીલવતીએ કહેવરાવ્યું કે મેં આટલા દહાડા જાળવ્યો છે તો હવે પણ જાળવીશ તે બાબત તમે મનમાં લગારે ચીંતા ધરશો નહી. આથી પ્રધાન ઘણોજ રાજી થયો.

હવે શેઠ પણ બીજે દીવસે શેહેરમાં આવ્યા અને પાંજરૂં સાથે લઇને પાધરા દરબારમાં ગયા તેથી રાજાએ ઘણુંજ માન આપ્યું અને પુછ્યું કે જનાવર લાવ્યા કે, ત્યારે શેઠ કહેઃ—જીવેરાજ આ પંખીનું પાંજરૂં. રાજાએ તે જોઇને અતી આનંદ પ્રગટ કીધો તથા શેઠને કહ્યું કે તેને બોલાવો જોઇએ; તેથી શેઠે પોતાના હાથમાં લાકડી હતી તેવતી

હલાવ્યો ત્યારે ઊંહઃ શબ્દ નીકળ્યો; આથી રાજાએ કહ્યું કે આમ કેમ બોલે છે. શેઠ કહે પ્રધાનને પુછો એટલે પ્રધાન કહે શેઠને પુછો. આમ રકઝક થતી હતી તેવામાં રાજાએ કહ્યું પંખીને બહાર કાઢો અને બહાર કાઢતાં તો સર્વ લોકોએ ઓળખ્યો. હવે રાજાએ શેઠને પુછ્યું કે આ શું! ત્યારે શેઠે સર્વ બીનાથી રાજાને જાણીતો કર્યો. આથી રાજા કોપ્યો અને કદારપીંગળને સુળીએ ચડાવ્યો. પ્રધાનનું ઘર લુંટી લીધું તથા તેમાં વસનાર કુટુંબને દેશ ત્યાગ કર્યો. શેઠને પ્રધાનવટું દીધું અને શીલવતીને પાલખી મોકલીને બોલાવી અને ઘણાજ પુજ્ય ભાવથી ભાઇ તરીકે સાસરવાસો કરીને ઘર તરફ વોળાવી. આથી સતી શીલવતીનો મહીમા ઘણોજ વધ્યો અને શેઠ શેઠાણી બને સંસારનાં સુખ ભોગવીને ધર્મ આરાધતાં થકાં દેવ લોકે પહોંચ્યાં; અને દુષ્ટાચારી કદાર પીંગળ મહા ઘોર નર્કે પડયો. ઈતી શ્રી શીલવતી સતી ની કથા સંપુર્ણ : ॥

## પરિગ્રહ મુર્છા ઉપર સુશીલા સાધ્વીની કથા.

શ્રી પોતનપુર નગરીમાં સુદર્શન નામે રાજા રાજ કરતો હતો ત્યાં પ્રિયંકર નામે શેઠ હતો તેની પ્રિયંવદા નામે સ્ત્રી હતી. તે શેઠને ચાર પુત્ર હતા અને એક પુત્રી

હતી. પુત્રી ઉપર શેઠ શેઠાણીની બહુજ પ્રીતિ હતી. પુત્રીને સારે આબરૂદાર ઘરે પરણાવી હતી. એક બે વરસ પરણ્યાને થયાં તેટલામાં પુર્વે સંસ્કારે કરીને કર્મ પ્રભાવથી તે પુત્રી વીધવાપણાને પામી.

कृतकर्मक्षयोनास्ती ॥ कल्पकोटीशतैरपी ॥

अवष्यमेवभोक्तव्यं ॥ कृतकर्मशुभाशुभं ॥

રંડાપો પામી ત્યારે બાપ સાસરેથી તેડીને પોતાની પાસે રાખવા લાગ્યો અને તેના માટે એવી રીતે મનમાંવીચાર્યું કે હશે જેમ ચાર પુત્રો છે તેવોજ જાણે આ પણ એક પાંચમો પુત્રજ છે એમ વિચાર રાખ્યો. સુશીલા તે ખરેખર સુશીલાજ હતી; તેનું મન સદા ધર્મ કાર્યમાંજ લાગેલું હતું અને પોસા પડીક્રમણા કરીયા કરીને તે પોતાનો વખત સુખમાં સમજી સંતોષ માનતી હતી. કેટલોક વખત એ રીતે કુટુંબમાં સંપ અને સુખ એ બે વાતની સુગમતા રહી પણ જ્યારે શેઠજી પ્રિયંકર મરવા પડયા ત્યારે ચારે દીકરાને સરખે ભાગે પોતાના ધનમાંથી વહેંચી આપ્યું; તેમજ પાંચમો એક ભાગ દીકરીને પણ આપ્યો અને વધારામાં છાનાં ચાર રત્નો દીકરીને આપીને શેઠ મર્ણ પામ્યા. સુશીલા સુધર્મ કરણી કરતી હતી અને પોતાની ઉમરના દીવસ ગુજારતી હતી. એમ કેટલાક દીવસ ગયા પછી પોતાની પાસેના

ચાર રત્નની ગોઠવણ કરવાનો તેનો વિચાર થયો તેથી તેણે એક પાટલી કરાવી અને તેના ચાર પાયામાં ડગળી દઇને રત્નને ઠેકાણે પાડયાં અને પછી ઉપર રંગ ચડાવરાવ્યો. તે પાટલી ઉપર જયારે સુશીલા સામાઈક પડીકમણુ કરતી ત્યારે થાપના મુકતી હતી. એક દીવસને સમયે ગોવાલીકા નામે સાધ્વી પાસે સુશીલા એ ચારીત્ર આદરીને સર્વ સાથને પુછીને દીક્ષા લીધી પણ પાટલી સાથે લીધી. જયાં જાય ત્યાં તે પાટલી સાથેની સાથે રાખતી હતી અને ચારિત્ર પાળતી હતી. એમ કરતાં કરતાં જયારે સુશીલાનો અંત સમય આવ્યો ત્યારે તેણે અણસણ કર્યું પણ પરિગ્રહ મુર્છા પેલાં ચાર રત્ન ઉપરે હોવાથી આલોવ્યુ નહીં અને એજ સ્થિતિમાં મર્ણ પામી. તે સુશીલા સાધ્વી જયારે મર્ણ પામી ત્યારે ગરોળી થઈ અને હમેશાં તેજ ઉપાસરામાં પાટલી ઉપર આવીને બેસી રહેતી. ઘણાક વખતે અપાસરામાં આવતા જતા ધર્મા-ત્મા લોકો તેને છંછેડી છંછેડીને કાઢવા માંડે પણ તે કમે કરી ત્યાંથી ખસતી નહોતી. ગુરૂઆદી ત્યાં આવીને જ્ઞાને કરીને તપાસવા લાગ્યા તો સાધ્વી સુશીલા મર્ણ પામીને ગરોલી થઈ છે એમ માલમ પડયું. તેઓએ નિર્ણય કીધો કે પરીગ્રહ મુર્છાના પ્રભાવથી આ ગતીએ તે સાધ્વી પહોંચી છે. જયારે

ઘણા ગુરૂઓએ આવીને તે પાટલી તોડીને માંહેથી રત્નો કાઢયાં ત્યારે તે ગરોળી તરતજ ત્યાં તરફડવા મંડી તેથી તેને ગુરૂઆદિ મોટા પુરૂષોએ કહ્યું કે અરે ! ભુંડી મનુષ્યાદેહ તું હારી બેઠી અને સાધુપણાને પણ હારી બેઠી. તું એ ચાર રત્નની અંદર જીવ રાખવાથી આ જન્મને પામી તો પણ તને કાંઈ પણ સમજણ ન પડી. સાંભળઃ—

दोषसयमुळजालं । पूवरसीवीवजीयंजईच्चंतं ॥
अथंवहसीअनथं । कीसअनथंतवंचरसी ॥

એવાં મહા મુનીશ્વરોનાં વચન સુણીને ગરોળીને પોતાની પુર્વની જાતીનું સ્મર્ણ થઇ આવ્યું અને અણસણ આદર્યું. આત્મા આલોઇ આરાધી દેવ લોક પામી; અને એનાં ચાર રત્ન સંઘમાં ધર્મ ઠેકાણે ખરચાયાં.

## લોભ ઉપર સાગર શેઠની કથા.



વસંતપુર નગરને વિષે હરીક્ષેણ નામે રાજા રાજ્ય કરતો હતો તે નગરમાં સાગર નામે શેઠ એક ગૃહસ્થ વસતો હતો. તે શેઠને ચાર પુત્ર હતા તે ચારે પરણ્યા હતા. સાગર શેઠ મહા ધનવાન હતા પણ અતી કૃપણ એટલે બહુજ લોભિયા હતા. આં-

ગણે કોઈ સાધુસંત આવે તો એક ચપટી લોટ પણ આપતો નહીં. અથ કૃપણ વર્ણનઃ

कवणस्यगेहमझें । दाणंदह्नुणकपिअंकागो ॥
केकवणसयमरणं। केमुझपासबंधनकरई ॥

શેઠ એવો તો કઠીણ મનનો હતો કે ઘરમાં પણ સડેલો બગડેલો દાણો ખાતો પણ કદી સારી વસ્તુ વાપરતો નહીં. તે એવો લોભીયો હતો અને દીવસ ગુજારતો હતો. એક દહાડાના સમયપર વિજયશ્રી નામે જે નાની વહુ હતી તે ઘરમાં બીજી વહુઓ સાથે બેસીને બોલીકે અરે ! સખીઓ, એક મારી વાત સાંભળો. હું જે વાત કહું તે પેટમાં રાખજો. ત્યારે બીજી વહુઓ બોલીકે બહેન તું ખુશીથી કહે તેમાં કાંઇ પણ બીક રાખીશ નહીં. ત્યારે વિજયશ્રી બોલીકે આપણા ઘરમાં એક ઘડી પણ સુખ નથી. માટે મારા વિચાર પ્રમાણે તો એમ આવે છે કે હું એક વિદ્યા જાણું છું તેથી આપણે સુખ મેળવી શકીશું. કારણ કે આપણા ઘરમાં ખાવા પીવામાં અને પેહરવા ઓઢવામાં કે સુવા બેસવામાં તથા માથે તેલ વગેરે નાખવામાં પણ બહુજ દુઃખ વેઠવું પડે છે. તે દુઃખ મારા પાસે આકાશની વિદ્યા છે તેથી થોડા પણ વખત આપણે દુર કરી શકીશું. જો તમારો સર્વેનો વિચાર હોય તો આકાશ માર્ગે ઉ-

ડીને પરદેશનો ખ્યાલખુશાલી જોઈએ. આવી વાત સાં-
ભળીને સર્વેનું ચિત્ત ઘણુંજ પ્રસન્ન થયું અને એક
સંપે થઈ અને મધ્યરાત્રીને વિશે જયારે સહુસહુના
પતી નિદ્રાવશ થયા ત્યારે બહાર નીકળીને વાડામાં
એકઠી મળી. તે વાડામાં એક સીમડીનું ઝાડ હતું
તેના ઉપર ચડી અને સરસવ મંત્રીને વિજયવંતીએ ઝા-
ડને છાંટયા એટલે તે ઝાડ ઉડયું અને બીજા દ્વી-
પમાં ગયું અને ત્યાં સર્વ હસીરમીને રાત્રી ઘડી ચા-
ર પાંચ રહી ત્યારે ઘરે આવીને સહુસહુને ઘેર આ-
વીને સુઈ રહી. આ રીતે તે સર્વ રોજ રાત્રીએ આ-
કાશ માર્ગે જઈને પોતાના મનને સુખ મેળવતી હતી.
એમ કરતાં કરતાં છ માસ ચાલ્યા ગયા. એક
દીવસ સાગર શેઠ જાગતા હતા અને ચારે વહુઓ એક-
ઠી મળીને બહારથી આવતી જોઇને તે મોટા વિચાર
સાથે અતી આશ્ચર્યમાં પડયો. અરે! આશું !! આ-
મોડી રાત્રીના વખતે સ્ત્રી માણસ બહાર તે કયાં ગઇ
હશે!!! એવા વિચારમાંને વિચારમાં તે રાત્રી તો
ચાલી ગઇ અને દીવસ પણ ઊગ્યો. ફરી બીજા દી-
વસની રાત્રી પડી ત્યારે પણ આ દેખાવ જોવાને
માટે તે કપટ નિદ્રા કરીને સુતો. ત્યારે રોજની પેઠે
ચાર વહુઓ નીકળી અને શેઠ પણ પાછળ છાનો છાનો
ગયો અને ચારે વહુઓ ઝાડ આગળ જઇને તે ઉપર

ચડી ત્યારે શેઠ પણ ઝાડના કોતરમાં જઇને બેઠા. તેની કોઇને ખબર નહોતી. ઝાડ ઉપર ચડીને વિજય-વંતી વહુએ મંત્ર ભણ્યો અને સરસવ નાખ્યા અને કહ્યું જે રત્ન દ્વીપભણી ઉડજે એટલે ઝાડ ઉડયું અને રત્નદ્વીપમાં જઇને પડયું. વહુઓ સર્વ રમવા ગઇ અને શેઠે તો રત્ન પડયાં દીઠાં તેથી તે વીણવા મંડી પડયા. જાતે લોભી હતા તેથી તે રત્ન લેવામાં પાછા ઝાડ આગલ આવવાનું ભુલી ગયા. વહુઓ તો પાછી ઉડીને ઘેર આવી હમેશની પેઠે સુઈ ગઇ. સ-વાર થઈ ત્યારે ઘરમાં શેઠને કોઇ દેખે નહીં અને પુત્રો તો વિચારમાં પડયા કે પીતા તો કોઇ ઠેકાણે દેખાતા નથી. ત્યારે વહુઓએ તેમને કહ્યું કે તમે સર્વ રોજ ભાભાજીને રીસ કરીને ખીજતા તેથી કોઇ ઠેકાણે જઇને મુઆ અથવા સમુદ્રમાં પડયા હશે. એવી વાત સહુને સાચી લાગી તેથી શેઠનો દાડો પાણી કર્યો અને વિ-લાસ કરી સુખી થયા તથા સાગર શેઠ અતીલોભથી આખરે અજાણ્યા દ્વીપમાં દુખ અને શોકથી ભુખનો માર્યો આથડીને મરણ પામ્યો.

## લોભવિષે લોભનંદીની કથા.

પૃથ્વિ ભૂષણ નામે નગરમાં પ્રીયમિત્ર નામે રાજા હતો, અને તેને બુદ્ધિસારનામે પ્રધાન હતો. તે નગરમાં

લોભનંદી નામે વેપારી વસતો હતો; તેને સુંદરી નામે સ્ત્રી હતી ને તેને ચાર પુત્ર હતા. લોભનંદી મહા લોભીઓ હતો તેથી તેના બારણા ઉપર તે આખો દીવસ ખાટલો ઢાળીને બેઠો રહેતો, અને બારણે કોઇને આવવા દેતો નહીં. અતીત અભ્યાગતનો તો એ ખરે ખરો શત્રુજ હતો. આવા પ્રકારે તે પોતાનો વખત નિર્ગમન કરતો હતો તેવામાં એક દીવસના સમયે ગામમાં ચોરા ઉપર એક ચારણ આવ્યો અને ત્યાં બેઠેલા માણસોને વિનંતી કરવા લાગ્યો કે ભાઇઓ,! મારે કાળજે અફીણની અંધારી આવી છે અને એટલામાટે મને કોઇ વાટકો રાબછાસ પાય એવો કોઇ તમારામાં દાતાર પુરૂષ છે? તેવામાં કોઈ ઠગ માણસ બેઠો હતો તે બોલ્યો કે અરે! ગઢવી,! અહીંઆં એક લોભનંદી નામનો સાહુકાર રહેછે તે ઘણોજ દાતાર છે તેના ઘેરે જાઇશ તો તું તારી આશા પુરી કરી શકીશ. ગઢવી બીચારો મુસાફર તથા અજાણ્યો માણસ હોવાથી તેણે તે વાત સાચી માની અને પાધરો લોભનંદીનું ઘર પુછીને તે શેઠને ઘરે ગયો. જતાં પહેલો તો આશિર્વાદ દઇને શેઠના આગળ ઉભો રહયો તેથી શેઠ બોલ્યો કે તું કેમ આવ્યોછે. ત્યારે ચારણ બોલ્યો કે શેઠજી હું તો આપને ત્યાં કાંઇ રાબછાશ મળવાની આશાથી આવ્યોછું. આ સાંભળી શેઠભારે ક્રોધમાં આવીને

ગાળો ભાંડવા મંડયો તેથી ચારણ પણ સામો ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. ગાળોમાંથી એક બીજા મારામારી ઉપર આવ્યા અને શેઠ ઉપર તથા ચારણ હેઠ એમ પડયા; ઘડીમાં ચારણ ઊપર અને શેઠ હેઠ એમ લથડંબથડં થયા. ત્યારે ત્યાં ઘણા લોકો તમાસો જોવાને એકઠા થઈ ગયા અને તેમણે માંહે પડીને માંડ માંડ એક બીજાને જુદા પાડયા. આ ઊપરથી ચારણને બહુજ રીસ ચડી ગઈ અને પાધરોજ તળાવની પાળ ઊપર ગયો ત્યાં કેસરી માતાનું દેહેરૂં દીઠું તેમાં પેઠો અને દેવીની સ્તુતિ કરવા લાગ્યો. અન્નપાણી તજી દીધાં અને લાગટ સાત દીવસ સુધી માતાનો તપ કરતો બેઠો તેથી માતા પ્રસન્ન થઈ; માતાએ પ્રગટ થઈને તેને વરદાન માગવાને કહ્યું ત્યારે ગઢવી બોલ્યો કે માતા વરદાન તો ભંડારે રાખો. જેવારે જેવું રૂપ કરવા ધારૂં તેવારે તેવું રૂપ થાય એટલું હું માગું છું. માતા તે આપીને સ્થાનકે ગઇ. ચારણ સુખેથી માતાને દેહેરે દહાડા નિર્ગમન કરવા લાગ્યો અને ખાવાપીવાને ગામમાં જવા લાગ્યો. એમ કરતાં છ મહીના વીતી ગયા ત્યારે એક દીવસે લોભનંદીના ભાઈને ઘેર વીવાહ હતો તેથી તે લોભનંદીને પરગામથી તેડવા માટે આવ્યો. ત્યારે લોભનંદીએ તેને કહ્યું કે ભાઈ હું નહીં આવી શકું. કારણ કે મારૂં ઘર રેઢું રહે તે કેમ પાલવે.

ત્યારે લોભનંદીનો ભાઇ રીસાણો તેથી લોભનંદીએ જાણ્યું કે જો હું નહીં જાઊં તો ભવનું સગપણ જાશે એમ વિચારીને લોભનંદી તયાર થયો તેથી બે ભાઇ ગાડીમાં બેશી ચાલ્યા અને તળાવની પાળ ઉપર થઇને રસ્તો ચાલતો હતો તેથી ત્યાં નીકળ્યા. તળાવની પાળ ઉપર દેવીના દેહેરે પેલો ગઢવી બેઠો હતો તેણે ગાડી જતી દીઠી અને લોકોને પુછવા લાગ્યો કે આ ગાડીમાં કોણ છે તેથી કોઇએ કહ્યું કે લોભનંદી તેના ભાઈને ઘરે વીવા છે ત્યાં જાયછે. એ સાંભલી ગઢવી બહુજ રાજી થયો અને માતાને પગે લાગી બોલ્યો કે હે માતાજી મારૂં રૂપ લોભનંદીના જેવું કરો. તે વખતે દેવીના સત્યભાવથી સર્વ લોભનંદી જેવુંજ રૂપ બની ગયું તેથી ગાડીમાં બેસીને ઘડી બેઘડી પછી લોભનંદીને ઘેર ગયો તેથી તેના દીકરા દોડીને સામા આવ્યા અને કહેવા લાગ્યા કે પીતાજી તરત કેમ પાછા આવ્યા ત્યારે લોભનંદીના રૂપે જે ગઢવી બન્યો હતો તે કહે પુત્ર ચાલો ઘરમાં આવો તમને એક વાત કહું. આ સાંભળી સર્વ ઘરમાં ગયા. શેઠ કહે સાંભળ ! મારા પુત્ર, આપણા ગામના તળાવની પાળઉપર દેવીની જગાએ હું પગે લાગવા ગયો ત્યારે દેવી કહે કે તારૂં ધન જાશે અને તારા સરખું કોઇક બીજું ઘરમાં આ-વીને બેસશે, એ સાંભળી હું પાછો આવ્યો. હે પુત્રો !

ધન જશે તેથી મને બહુ દુઃખ થાય છે માટે બહાર કાઢો આપણેજ ખરચીએ. એ સાંભળી પુત્ર કહે કે ઠીક. દીકરાએ મળીને એક ખુણામાંથી ધન કાઢયું અને દાનપુન્યમાં વાપરવા માંડયું. જે કોઈ આવે તેને ઘોબા ભરીભરીને આપવા માંડયું. એમ કરતાં ત્રણ દીવસ વહી ગયા એટલે એ વાત લોભનંદીએ સાંભળી તેથી તે ગાડીમાં બેસીને દોડતો ઘેર આ-વ્યો. ઘરમાં આંગણામાં જોઇને ચકીત થયો કે અરે ! આ વળી મારા જેવો બીજો કોણ ઢોલીઓ ઢાળીને બેઠોછે અને ધનનો ઢગલો કરીને ઉડાવતો દેખાય છે. આ જોઈને લોભનંદી બોલ્યો કે, અરે ! ચંડાળ તું કોણ છેરે !! મારૂં બધું ધન કેમ લુંટાવી દે છેરે !!! ત્યારે જે ઢોલીઆ ઊપર બેઠો હતો તે બોલ્યો કે અરે દીકરાઓ આ હું કહેતો હતો તે મારૂં રૂપ લઇને આવ્યો છે તેને મારી કાઢો. જેથી દીકરા-ઓ લાકડી લઇને ઉઠયા. આથી લોભનંદીએ વીચાર્યું કે એ તો રખે મને મારશે ! માટે હું રાજા પાસે જાઉં એમ વિચારીને દરબારમાં ગયો. રાજાને સર્વ હકીકત નીવેદન કરી ત્યારે રાજાએ માણસ મોકલીને તેના ઘર ઉપરથી પેલા દેવ સ્વરૂપી લોભનંદીને તેડાવ્યો તેથી તે પણ ત્યાં આવીને ઊભો રહ્યો. રાજાએ બે જ-ણને ધારી ધારીને જોયા તો બે સરખાજ માલમ પડયા

અને આથી આખી સભા મોટા આશ્ચર્યમાં પડી ગઇ. રાજાએ લોભનંદીના દીકરાઓને પુછ્યું તમારો બાપ કયો? ત્યારે તેઓ બોલ્યા કે અમને કાંઇ ખબર પડતી નથી. આથી રાજાએ પ્રધાનને કહ્યું કે તમે ન્યાય કરો. પ્રધાન કહે કે પ્રમાણ; કરી આપું. પ્રધાને એક ઝારી મંગાવીને મુખ આગળ મુકી કહ્યું કે જે કોઇ આ ઝારીને મોઢેથી પેસે અને નાળવેથી નીકળે તે ઘરનો ધણી ખરો. હવે લોભનંદી તો મોટા વિચારમાં પડયો, અને દેવ સ્વરૂપી બોલ્યો કે હું નીકળું; ત્યારે પ્રધાન કહે હા નીકળો; ત્યારે તે ઝારીમાં પેઠો અને પ્રધાને આડો હાથ દીધો ત્યારે દેવ સ્વરૂપી અંદરથી બોલ્યો કે અરે! પ્રધાન મને બાહાર કાઢો પછી સઘળી વાત તમને કહું. પ્રધાને હાથ ઉંચકયો એટલે અંદરથી નાળવે થઇને બહાર નીકળ્યો. બહાર નીકળીને ગઢવીનું રૂપ કરીને ઉભો રહ્યો. આથી રાજાએ કહ્યું કે તું કોણ છે ત્યારે તેણે આગળની બનેલી હકીકત કહી સંભળાવી. રાજાએ લોભનંદીને શીખામણ આપીને ઘેર મોકલ્યો. લોભનંદી ઘેર આવીને જોય છે તો ધનના ઠેકાણાં તો સર્વ ખાલી દેખાયાં તેથી તે મનમાં વિચારવા લાગ્યો કે અરે! મેં ધન ખાધું નહીં. આવી ચીંતા કરતાં કરતાં તે ઘરમાં ફરવા લાગ્યો અને દક્ષિણ દીશામાં કે જ્યાં તેણે

વધારે ધન દાટયું હતું ત્યાં જવા લાગ્યો પણ ત્યાં ખાડો ખોદી મુકયો હતો તેથી તેમાં એકાએક પડી જવાથી ભય અને દુ:ખથી તે રીબાઈને થોડા રોજમાં મર્ણ પામ્યો.

## ગુરૂ પુજા વિષે હરીક્ષેણ ભીલ અને દ્રોણા-ચાર્યની કથા.

શ્રી હસ્તિનાપુરમાં પુરૂ રાજા રાજય કરતો હતો તેને પાંચ પુત્ર હતા. યુદ્ધિષ્ટરાદિ પાંડવ અને દુર્યો-ધન રાજા પાંડુનો ભાઈ તેને એકસો પુત્ર હતા તે કૌ-રવ કેહવાતા હતા. તે હસ્તિનાપુરમાં દ્રોણાચાર્ય કરીને વિદ્વાન વિદ્યાગુરૂ રહેતા હતા તેમની પાસે પાંડવ અને કૌરવ ભણવા માટે જતા હતા. ભણતાં ભણતાં ઘણાક દીવસ વહી ગયા; ત્યારે એક સમયે સવારમાં યમુના નદીના કીનારા ઉપર પાંચ પાંડવો અને સો કૌરવ ઉભા છે; તેવામાં શ્રી દ્રોણાચાર્યજી ગુરૂ મહારાજ યમુનાજીમાં નહાવા માટે પેઠા; એટલામાં એક મોટા મગર મચ્છે દ્રોણાચાર્યજીનો પગ મુખથી લીધો ત્યારે દ્રોણાચાર્ય બોલ્યા કે અરે ! પાંડવો ! અરે ! કૌરવો ! મને આ મગર તાણી જાય છે માટે તમારામાંથી કોઇ આવીને મુકાવો. આ સાંભળીને સો ઉભા ઉભા જોવા લાગ્યા પણ કોઇ અંદર ન પડયો. આ વખતે અ-

ર્જુન જે પાંડવમાંનો હતો તેણે વિચાર્યું કે આપણા ગુરૂ જ્ઞાન પ્રગટ કરાવનાર તેમને મારા ઉભાં છતાં મગર લઇ જાય છે તેથી મારો જન્મ રદ જાણું છું એમ વિચારીને અર્જુન પાણીમાં ગુરૂની પાછળ પડયો. પાણીમાં જઇને અર્જુને મગરને મારીને દ્રોણાચાર્યને મુકાવ્યા અને બન્ને કાંઠે આવ્યા ત્યારે દ્રોણાચાર્યે અર્જુનનો ઉપકાર માન્યો અને કહ્યું કે તેં મને આજે જીવીતદાન દીધું તેથી તું મારી પાસે કાંઇ માગ ત્યારે અર્જુને કહ્યું કે કોલ આપો તો હું માંગું તેથી દ્રોણાચાર્યે કોલ આપ્યો એટલે અર્જુને બાણ વિદ્યા માગી લીધી અને માગ્યું કે હવે તે વિદ્યા બીજા કોઈને તમારે શીખવવી નહીં એમ પણ માગી લીધું. અહીંથી સહુસહુને ઘેર ગયા. એક હરીક્ષેણ નામે ભીલ હતો તે લાગટ ફળફુલ લઈને દ્રોણાચાર્યને ઘેરે પગે લાગવા આવતો હતો તેથી દ્રોણાચાર્યે તેને પુછયું કે ભાઈ તું મારી પાસે આવે છે તે શું કામ છે તે મને કહે. ત્યારે તે બોલ્યો કે, મહારાજ મને આપ બાણ વિદ્યા આપો. આ સાંભળીને દ્રોણાચાર્ય બોલ્યા કે મારી પાસે તે વિદ્યા છે ખરી પણ મેં તો અર્જુનને આપીને કોલ દીધો છે કે તારા શિવાય તે કોઈને પણ દેવી નહીં તે માટે એ વગર બીજું કાંઇ માગ. ત્યારે ભીલ તેમને નમસ્કાર કરીને વનમાં ગયો અને ત્યાં

જઇને દ્રોણાચાર્યના આકારની માટીની મુર્તિ બનાવી; તેને એ ભીલ રોજ પુજતો હતો. ફળફુલ ચડાવતો હતો અને એ મુર્તિ આગળ ધનુષ્ય અને બાણ રાખીને કહેતો હતો કે મને બાણ વિદ્યા પ્રાપ્ત કરાવો. એમ કરતાં જ્યારે છ માસ ચાલ્યા ગયા ત્યારે તે ભીલને ગુરૂ ભક્તિવડે કરીને બાણ વિદ્યા આવડી તેથી એક તળાવની પાળ ઉપર એક વડનું મોટું ઝાડ હતું તેને બાણ વડે કરીને દરેક પાંદડામાં છેદ પાડી મુકયા હતા. આ જગ્યો ઉપર ફરતાં ફરતાં અર્જુન એક વખતે બપોરના તે વડ તળે આવ્યો અને જોયું તો તે ઝાડના પાત્રાંપર કોઇ બાણી પુરૂષના હાથથી બાણ વાગેલાં છે. પાંદડામાં પડેલી કોરણીથી વિચાર્યું કે આ કોણ હશે ! તેવામાં તે હરિક્ષેણ ભીલ પાણી ભરવાને ત્યાં આવી ચડયો તેથી તેને પુછયું કે આ વડલો કોણે કોર્યો છે; તેથી તેણે કહ્યું કે મહારાજ એ તો મેં કોર્યો છે ત્યારે અર્જુને કહ્યું કે તારો ગુરૂ કોણ છે ? તેણે કહ્યું કે મારો ગુરૂ દ્રોણાચાર્ય છે. તે સાંભળીને અર્જુન ઘેર આવ્યો પણ મનમાં દીલગીર થયો કે ઉત્તમ પુરૂષ વચન ભંગ થયા; હવે કળિયુગ પાસે આવ્યો હોય એમ જણાયછે. એમ વિચાર કરીને એક બે દીવસ સુધી ગુરૂપાસે ગયો નહી તેથી દ્રોણાચાર્યને વિચાર આવ્યો કે અર્જુન એક બે દીવસથી હાલમાં કેમ

આવતો નથી અને એટલા માટે તેને માણસ મોકલીને તેડાવ્યો અને કહ્યું કે કેમ બે દહાડા સુધી ન આવી શકાયું. ત્યારે તેણે કહ્યું કે મહારાજ તમારા જેવા ઉત્તમ પુરૂષો જયારે વચન ભંગ થાય ત્યારે અમારાં મન ઠેકાણે કેમ રહે. ગુરૂએ કહ્યું કે ખરે જો ઉત્તમના વચન સુર્ય પુર્વમાંથી પશ્ચિમમાં ઉગે અથવા પૃથ્વી ચલાયમાન થાય તો પણ ભંગ થતાં નથી. આથી અર્જુને કહ્યું કે ચાલો મહારાજ તમને બતાવું; તો ગુરૂ કહે કે ચાલો ત્યારે જઇએ. ત્યાંથી બે જણ ઉઠયા તે પેલા વડ નીચે ગયા અને ત્યાં જઇને અર્જુને તે વડના પાંદડાં દેખાડીને કહ્યું કે આ કોની વિદ્યા છે? ત્યારે ગુરૂ બોલ્યા કે વિદ્યા તો મારી છે પણ મેં તારા વગર બીજા કોઇને આપી નથી એમ વાતચીત કરેછે તેવામાં પેલો હરીક્ષેણ ભીલ તે ઠેકાણા ઉપર આવી ચડયો. દોડીને પગે પડયો ત્યારે તેને અર્જુને કહ્યું કે આ કામ કોણે કર્યું છે ત્યારે ભીલ કહે કે મેં કર્યું છે. વળી અર્જુને કહ્યું કે તારો ગુરૂ કોણ છે ત્યારે તે કહે કે મારો ગુરૂ તો દ્રોણાચાર્ય છે. અર્જુને ગુરૂ મહારાજ સામું જોયું અને ગુરૂએ ભીલને કહ્યું કે અરે! તે દ્રોણાચાર્ય કયાં છે. આથી ભીલે કહ્યું કે ચાલો પધારો આપને બતાવું છું અને પેલી મુર્તિ પાસે લઇ જઇને બોલ્યો કે આ મારો ગુરૂજી બેઠા છે તે તમે જુઓ. એ જોઇને દ્રોણાચાર્ય

અર્જુનને કેહવા લાગ્યા કે એવી રીતે જે ગુરૂની ભક્તિ કરીને વિદ્યા લઈ શકશે તેને આડા હાથ કોણ દેશે. અર્જુને ગુરૂને કહ્યું કે મહારાજ આપ તેની પાસેથી ગુરૂ પુજા બદલ તેનો અંગુઠો માગીલ્યો. આથી દ્રોણાચાર્યે ભીલને કહ્યું કે કાંઇ ગુરૂપુજા કરો. તે-બોલ્યો કે આપ કહો તે આપું ત્યારે ગુરૂ કહે અંગુઠો આપ ત્યારે તરતજ અંગુઠો કાપી આગલ મુકયો ત્યારે ગુરૂ બોલ્યા કે હવે બાણ નાખ, તેણે હવે બાણ લઈ ગુરૂને પ્રણામ કર્યો અને બે આંગળી વચ્ચે બાણ ઝાલીને નાખ્યું તે વળી વધારે બાણ ચાલ્યું અને આથી ગુરૂએ પ્રસન્ન થઇને માથે હાથ મુકયો અને આશિર્વાદ આપ્યો અને ઘેર આવ્યા.

## શ્રી સંઘની ભકિત ઊપર રત્નશા વેપારીની કથા.



શ્રી શંખપુરમાં શંખ નામે રાજા રાજય કરતો હતો તે નગરમાં રત્ન નામે વહેવારીઓ શ્રાવક વસતે હતો તે મોટો-ભાગ્યશાળી પુરૂષ હતો પણ તે ઘણોજ આળસુ હતો. તે વેપારી શ્રાવકને ત્યાં એક દેહેરૂં હતુ તેમાં શ્રીજીન રૂષભદેવની પ્રતિમા હતી અને બીજી દાયમા શંખની હતી. તેની પુજા અરચા કોઇ દીવસ થતી નહોતી. એમ કરતાં કરતાં શેઠની ઊમરનો કેટલોક ભાગ વહી ગયો. એક દીવસને સમયે મધ્યરાત્રીમાં રત્ન શ્રાવક

સુતા હતા તેવામાં એક દેવતા આવીને ઉભો રહ્યો અને કહ્યું કે અરે! રત્નશા, જાગેછે કે ઉંઘેછે; તે વખતે એ બોલ્યો કે, સ્વામી જાગુંછું. ત્યારે દેવતા કહે કે તું સાંભળ—હું તને એકવાત કેહવા માટે આવ્યોછું. અમને તારી સાત પેઢી થયાં પુજેછે પણ તું આળસને લીધે અમારી પુજા તજી બેઠોછે માટે અમે તો હવે શ્રી શેત્રુંજય જઇશું તેથી તારી રજા લેવાને અત્રે આવેલો છું. ત્યારે રત્નશા શ્રાવક કહેકે સ્વામી કોની સાથે જાશો. આથી દેવ કહે કે આજથી સાત દીવસ પછી અહીં સંઘ આવશે તેને તું દેરાસર આપજે એમ કહી દેવતા અદ્રષ્ય થયો. આ વાતથી રત્નશા મનમાં વીચાર કરવા લાગ્યો કે મેં આજસુધી બધું અઘટતું આદર્યું છે કારણ કે દેવની પુજા પ્રભાવના ન કીધી એમ વિચાર કરતાં પ્રભાતનો પહોર થયો અને ઉઠીને દેહરૂં ઉઘાડયું અને દેહરામાં પુજા આર્ચા કરીને દરશણ કર્યું અને એ રીતે ત્રણ કાળ શુધ્દ્ધ મનથી કરવા લાગ્યો એમ કરતાં સાત દીવસ થયા ત્યારે સાતમા દીવસની સંધ્યાનો સમય થયો એટલે એક સંઘ આવીને ઉત્તર્યો અને આથી રત્ન શ્રાવકે વિચાર્યું કે દેવતાનું વચન ખોટું હોય નહીં.

અમોઘા વાસરે વિધું । અમોઘં નિસ ગર્જનં ॥
અમોઘંસંજમા વાણી । અમોઘં દેવ દર્શનં ॥

એ ઉપરથી તે સંઘને દેરાસર અર્પણ કરવાના વિચારથી દસવીસ માણસને સાથે લઇને સંઘને નો-

તરવાને ગયો તે વખતે સંગવી ઉઠીને ઉભા થયા ને માંહોમાંહે મળ્યા અને બેઠા. ત્યારે રત્નશા શ્રાવક હાથ જોડીને બોલ્યો કે મહારાજ કાલે મારે ઘરે સંઘ બધા ને તમે જમવા આવજો તેથી સંઘવી બોલ્યા કે માણસ ઘણાં છે સવા લાખ તો કુલની ગણત્રી થાય છે તે માટે એ વાતનો સંતોષ રાખો અને આથી રત્નશા શેઠે ઘણોજ આગ્રહ કર્યો અને હા ભણાવી ઘરે આવ્યો. બીજા દીવસનો પ્રભાત થયો. રત્નશા શ્રાવક ઉઠીને પુજા કરી, તથા ઢોલીઓ ઢાળીને ડેલી વચ્ચે થઇને સુતો. આમ દીવસ સવા દોઢ પોર ચડયો અને સંઘવીએ પોતાના માણસને મોકલીને ખબર કઢાવી. માણસ જોઇને પાછો ગયો અને સંઘવીને ખબર આપી કે ત્યાં તો કોઇ પ્રકારનો આદર જણાતો નથી. ત્યારે સંઘવી કહે રાંધવાનો આદર કરો એતો કોઇ ઘેલા જેવો દેખાતો હતો. એમ કહીને રાંધવાની તૈયારીઓ કરવા માંડી એટલામાં રત્નશા શ્રાવક ઉઠયો અને દેવ પ્રત્યે બોલ્યોકે સ્વામી હું જાઉંછું સંઘને તેડવાને માટે તમે સર્વે સામાન તયાર કરજો. એમ કહીને સંઘવી પાસે ગયો અને સર્વેને બોલાવી લાવ્યો. જે વખતે સંઘ આવ્યો તે વખતે ત્યાં આગળ સાત ભોમીઆં ઘર બહુ વિધના આસન બેસણથી શણગારેલાં જોયાં તેથી રત્ન શ્રાવકનું મન બહુજ પ્રસન્ન થયું

અને સર્વેને જમાડી દીધા. જમણમાં સાતવાની-
ની સુખડી, સાળદાળ ભોજનાદિથી સર્વેને સંતોષ્યા
અને ઉપર પેરામણીમાં પુરૂષને પાંચ પાંચ કપડાં
અને સ્ત્રીઓને ત્રણ ત્રણ લુગડાં એ રીતે સંઘ સર્વેને
પહોંચાડીને પ્રસન્ન કર્યા. ત્યાર પછી સંઘવી-અને
તેના બે ભાઈ વિમલ અને નિરમલને તેડીને ઘણી સારી
રીતે ભક્તિ તથા જુક્તિથી જમાડયા અને સંઘવીને
પછી પેરામણી કરી અને પછી રત્નશા શ્રાવક ને સં-
ઘવીને દેહરામાં જઇને દેરાસર બે દાબડામાં ઘ-
લીને આપવા લાગ્યો ત્યારે સંઘવી કહે કે એ શું છે!
ત્યારે શેઠે કહ્યું એ અમારા દેરાસરના દેવ છે
તે શ્રી શેત્રુંજય ઉપર મુકજો. એ સાંભળીને સંઘ-
વીનું મન તો ઘણુંજ પસન્ન થયું. એવી રીતે સં-
ઘવી ગાજતે વાજતે ઉતારે આવ્યા. હવે રાત્રીમાં
રત્નશા શ્રાવક સુતો છે અને મનમાં વિમાસે છે કે
અરે! મેં મુર્ખાએ આળસથી કેવું અઘટતું કામ કર્યું.
અરે! સાત પેઢીની અમુલ્ય વસ્તુ હું આજે ગુમાવી
બેઠો. એવામાં અરધી રાત્રીને વિશે શ્રી વીમળેશ્વર
નામે જક્ષ ત્યાં આવ્યો ને બોલ્યો કે રત્નશા શેઠ તું
જાગે છે કે? શેઠ કહે હા સ્વામી હું જાગું છું તમે
કોણ છો તેથી જક્ષ કહે હું વિમળેશ્વર છું અને તને
કહેવા આવ્યો છું કે તેં સંઘને જમાડીને પુન્યની ઉ-

પાસના કરી તેથી હું હવે સાત પેઢી સુધી તારે ઘરેથી કોઈ-પણ બીજી જગ્યામાં જવાને ઠીક ધારતો નથી માટે સવારે જઇને સંઘવી પાસેથી દેરાસરના દાબડા લઇ આવ. ત્યારે રત્નશા શ્રાવક કહે કે સ્વામી મેં જે મારા હાથથી આપ્યાં તે હવે હું લેવા કેમ જાઉં ત્યારે તે દેવ કહે કે જો તને તે સંઘવી પાછો દેવાને આવે તો તે તું રાખજે. એમ કહી દેવ અદ્રષ્ય થયા અને પાધરા સંઘવીની પાસે ગયા ને કહ્યું કે અરે! સંઘવી તું જાગે છે કે ઉંઘે છે ત્યારે સંઘવી કહે કે જાગું છું તમે કોણ છો ત્યારે દેવ કહે હું દેવતા છું અને તને કહેવા માટે આવ્યો છું કે તું જે બે દાબડા રત્નશાને ત્યાંથી લાવ્યો છું તે સવારે તેને પાછા આપી આવજે અને તે પછી તારો સંઘ ઉપાડજે એમ કહી ત્યાંથી તે અદ્રષ્ય થઇ ગયો. ત્યારે સંઘવી વિચારમાં પડયો કે અરે! રાંક માણસ પાસે તે રત્ન કેમ રહે એમ વિચારમાંને વિચારમાં સવાર થઈ ગઈ અને સંઘવીએ રત્ન શેઠને બે દાબડા પાછા આપ્યા તે રત્ન શેઠે દેરાસર માં પધરાવ્યા અને સુખે ત્રણ કાળ પુજા કરી પોતાનું આયુષ્ય એ શુભ કાર્યમાં પુરૂં કર્યું અને આખર દેવતાનું સુખ પામ્યો.

# અહિંસા વિષે ખંગ ચંડાળ અને હિંસક પુરોહીતની કથા ॥

શ્રી શુ સુમારપુર નગરમાં સિંહરથ નામે રાજા રાજય કરતો હતો તેને બુદ્ધિ સાગર નામે પ્રધાન હતો તથા સુબુદ્ધિ નામે કોટવાળ અને ઇંદ્રદત નામે પુરોહીત હતો. રાજા ભલો અને બહુજ સુનીતીમાન હતો. તે શુ સુમાર નગરીમાં મરકી રોગની ઉપાધી બહુ ચાલી ત્યારે રાજાએ પ્રધાનને કહ્યું કે બુદ્ધિસાગર, એવો કોઇ ઉપાય છે કે જેથી એ રોગ શાંત્તિ પામે. પ્રધાન કહે કે જીવેરાજ! મેં સાધુને પુછ્યું તેથી તેમણે કહ્યું કે જો એક મહીના લગણ આંબીલ કરે અને અમરપટો વાગે અને ગામ બહાર શ્રી શાંત્તિનાથની પ્રસાદે અઠોતર સ્નાત્ર પુજા દીન પ્રત્યે કરે અને ગામમાં માણુસ માત્ર રહે નહીં. એટલી વાત જો કરો તો તે રોગની શાંત્તિ તરત થઈ જાય. તે વખતે રાજા પ્રધાન પ્રત્યે બોલ્યાકે વેહેલા થઈને એ પ્રમાણે સર્વ કામ કરો.

એ સાંભળી પ્રધાને જોશીને બોલાવીને સારો દીવસ જોવરાવીને રાજા સમેત સર્વે પ્રજાજનો બાહેર નીકળ્યા. શ્રી શાંત્તિનાથજીના દેરાસર પાસે સર્વેના ઊતારા કર્યા. ત્યાં આંબીલ ઉપવાસ કરવા લાગ્યા અને સ્નાત્ર પુજા પણ કરવા લાગ્યા. અને ગામની ચોકી સુબુદ્ધિ

કોટવાળને ભળાવીને અમરપડો વજડાવ્યો. એમ કરતાં એક માસ પુરો થયો ત્યારે રાજા સહિત નગર લોક મોટા આડંબરથી શહેરમાં આવ્યા અને ઠામ ઠામ નમણના છંટકાવ કર્યા અને રાજા રાજતીલકપર બેઠો. જયારે તે ગાદી ઉપર બેઠો ત્યારે રાજાને પોતાનો પાળેલો ઘેટો સાંભર્યો તે ઘેટા સાથે રાજાનો બહુજ પ્યાર બંધાયો હતો અને તે ઘેટાને પગે ઝાંઝર, કાને વાળી અને મખમલની ઝુલ હતી. તેને ચોરાશી ચૌટે ફરવાને માટે રાજાનો ખાસ હુકમ હતો અને મરજીમાં આવે તેમાં મુખ નાખતો હતો પણ તેને કોઇ અટકાવી શકતું નહીં. એક માસ સુધી તો રાજા ગામ બહાર હતા તેથી ઘેટો સાંભર્યો નહીં પરંતુ હાલમાં તો તેના ઊપરના અત્યંત પ્યારથી રાજાને તે સાંભરી આવ્યો. ઘેટો જુઓ તે કયાં છે, એટલું બોલી રાજા અધીરો થયો કારણ કે તેના સાથે રાજાને પ્યાર હતો અને તેથી વારંવાર તેના ગળે રાજા વળગી પડતો અને ઘડી બે ઘડી સુધી તેની આસનાવાસના કરતો તે આજ જોતાં પણ જણાતો નથી. ત્યારે કોટવાળને બોલાવ્યો અને કહ્યું કે મારો ઘેટો કયાં છે? ત્યારે કોટવાલ બોલ્યો કે જીવેરાજ કાલ સવાર સુધી તો હતો ત્યાર પછી મેં દીઠો નથી. ત્યારે રાજાએ કહ્યું કે અરે! કોટવાળ સાંભળ, તું આજથી આઠ દીવસમાં તેની શોધ કરી લાવ અને કાંતો તેના ચોરની

શોધ કરી લાવ નહીં તો પછી તને નવમે દીવસે હું શુલી આરોપણ કરીશ. એમ કહી ક્રોધમાંને ક્રોધમાં મહેલમાં પધાર્યા. રાજા કોઇના પણ મિત્ર હોય નહીં એ નીતિનુ વચન છે એમ વિચારીને કોટવાળ મનમાં બહુજ ગભરાયો અને તેને મોટી ચીંતા ઉત્પન્ન થઈ આવી. ચીંતા તો મહા ભયંકર છે કે તે એક ચીતા સમાનજ છે. ચીંતા મનને અને શરીરને કોઇ પણ પ્રકારના સુખમાં મોટું વિઘ્નકારક એક જંગલી પશુની માફક ફાડી-ખાનાર ઝાડ છે. ચીંતાની લાય્ય અગ્નિ કરતાં પણ બહુજ બુરીછે કારણ કે અગ્નિતો એકદમ પોતાનો પ્રકાશ દેછે તેથી દુઃખ જલદી નાશ કરેછે પણ ચીંતાતો એક એવો અગ્નિ છે કે જે છુપીરીતે રીખી રીબીને હાડ માંસનો વિનાશ કરેછે. ચીંતાએ કરીને કોટવાલ-ની ભુખ અને તરસ બન્ને ઓચીંતા ઊડી ગયાં એમ કરતાં છ દીવસ તો વીતી પણ ગયા પણ ચોરનો કાંઇ પત્તો મળ્યો નહીં. સાતમે દીવશે જ્યારે કોટવાલ રા-ત્રીનાવિશે નગર ચરચા જોવા નીકળ્યો ત્યારે મધ્ય રાત્રીના સુમારે ઇંદ્રદત્ત પુરોહીત કે જેનો પુત્ર હિંસક છે તેના ઘર પછવાડે કોટવાળ જઈ ચડયો અને તે ઘર-માંથી ઊજાસ બહાર રસ્તામાં પડતો હતો તે દેખીને કોટવાળનો પગ જરા ખેંચાયો અને તે ઘરમાં બેજણાં વાતચીત કરતાં હતાં તે સાંભળવાને ઉભો. આ વાત

હીંસક અને તેની સ્ત્રી વચ્ચે થતી હતી. સ્ત્રી બોલી કહો સ્વામીનાથ તમને ખબર છે કે કાલે આ નગરીમાં એક અન્યાય થવાનો છે? ત્યારે હીંસક બોલ્યો શું અ- ન્યાય થશે? ત્યારે સ્ત્રીએ કહ્યું કે કોટવાળને કાલે રાજા સુળીએ દેશે તે મોટું અકાર્ય થશે. એવો કોટવાળ ફરીને મળવો બહુજ મુશકેલ છે. આ સાંભળી હીંસક બોલ્યો, હે! સ્ત્રી, એ કોટવાળ ઉગરે નહીં, એ ચોર કોટવાળને ન મળે; કોટવાળ કેમે કરી છુટે નહી. સ્ત્રી આ સઘળું સાંભળી બોલી કે હે સ્વામી એ ચોર કોટવાળને ન કેમ મળે? ત્યારે હીંસક બોલ્યો કે એ વાત કંઇ અત્યારે ન કહેવાય પણ સવારે તને કહેશું. રાત્રે કોઈ પણ વાત કહેવી નહીઃ—

દિવા નિરક્ત વક્તવ્યં । રાત્રૌ નૈવચ નૈવચ ॥
સંચરંતિ મહા ધુર્તા । વટે વિપ્ર રૂચિર્જથા ॥

આ વાત ઉપરથી કોટવાળ જે બહાર ઉભો હતો તેના મનમાં થોડો ઘણો શકતો ઊત્પન્ન થયો પણ હવે શું થાય છે ને સાંભળવાને રસીક થઇને કાન માંડી ઉભો રહ્યો. એ પ્રમાણે શ્લોક સાંભળી સ્ત્રી હઠ લઇ ખાટલીથી નીચે ઉતરીને કહેવા લાગી કે હું તો આ જમીન ઉપર સુતીછું. તમે મારાથી એવી વાતનો પડદો રાખોછો તેટલી જુદાઇ જણાય છે. ત્યારે હીંસક બોલ્યોઃ—ઠીક પણ તું અહીં આવ હું તને કહું છું.

આથી સ્ત્રી બોલી કે કહો ત્યારે આવું. તે હીંસક બોલ્યો કે એ તો મેં માર્યો છે. સ્ત્રી કહે તમે સ્વામી તે ઘેટાને કેમ માર્યો. ત્યારે હીંસક બોલ્યો:–આજથી આઠમા દીવસ ઉપર હું દરવાજે ઉભો હતો ત્યાં કર્મ સંજોગે ઘેટો પણ આવી ચડયો તેને દેખી મારી ઇચ્છા તેનું માંસ ખાવાની થઇ તેથી તેને કાને ઝાલીને એક ખાઇમાં લઇ ગયો અને મારી નાખ્યો અને મેં તેને પકવી કરીને ખાધો. સ્ત્રીએ કહ્યું કે તેના હાડકાં ચામડાં કયાં નાખ્યાં ત્યારે હીંસકે તે ઠેકાણું પણ કહી સંભળાવ્યું. ત્યારે કહે તે ઘેટાની વાળી વીંટી કયાં; ત્યારે હીંસક કહે તે આપણી પેટીમાં છે. તે સાંભળી સ્ત્રીએ કહ્યું કે સ્વામી તમે ઘણુંજ અઘટતું કામ કીધું. એકતો રાજાની આજ્ઞાનો ભંગ કીધો અને તેનો પ્રાણવલ્લભ ઘેટો માર્યો. એ પાપ તમને લાગશે. ત્યારે હીંસક કહે કે અરે! સ્ત્રી તું શું જાણે એવાતો અનેક પાપ મારા પછાડી વળગ્યાં છે. એટલી વાત થઇ અને સ્ત્રી પુરૂષ બન્ને સુઇ ગયાં.

હવે કોટવાળ એ પ્રમાણે સઘળી બીના સાંભળીને મનની ચીંતાથી અળગો થયો અને સુખે ઘરે જઈને સુતો. સવાર થઇ અને રાજા રાજસભામાં આવ્યા અને કોટવાળને બોલાવવાને હુકમ કર્યો. ત્યારે માણસો કોટવાળને બોલાવવાને ગયાં અને તેમને જોઇને કોટ-

વાળની મા કહેવા-લાગી કે કોટવાળ હમણાં નિદ્રા-માં છે જાગશે એટલે આવશે; એટલે માણસો પાછાં આવ્યાં અને રાજાને ખબર કરી ત્યારે રાજાએ કહ્યું કે સુખવિના નિદ્રા ન હોય માટે ફરી જાઓ અને તેડી આવો. ત્યારે કોટવાળ સ્નાન ભોજન કરીને રાજ્ય દરબારમાં આવ્યો અને રાજાએ તેને પુછયું કે કેમ કોટવાળ, તમે ચોરને પેદા કર્યો. ત્યારે કોટવાળ બોલ્યો કે હા, મહારાજ ચોર પેદા કીધો છે. જો આપ સીપાઇયોને હુકમ આપો તો બોલાવી આવે. તે વખત રાજાએ માણસો મોકલવાને હુકમ આપ્યો એટલે કોટવાળે પુરોહીતને ઘરે તપાસ કરવાને જાસુ-સો મોકલ્યા. જાસુસોએ પુરોહીતના ઘરમાંથી પેટી-ઓનાં તાળાં તોડયાં અને ઘેટાની વાળી વીંટી કાઢી લાવીને રાજાના મુખ આગળ મુકી. કોટવાળે ઘેટા-ના હાડકાં તથા ચામડાની જગ્યા ઊપર પણ બીજાં દસ માણસોને મોકલ્યાં હતાં તેપણ લઇને આવ્યાં અને રાજાને દેખાડયાં. હવે રાજાએ કોટવાળને કહ્યું કે એનો ચોર કોણ છે ત્યારે કોટવાળે કહ્યું કે પુરો-હીતનો પુત્ર હીંસક તે આપના ઘેટાનો ચોર છે. આ ઉપરથી રાજાએ હુકમ કર્યો કે તેને શુળીએ ચડાવો. આથી પુરોહીત કહે મહારાજ, મારે એકજ પુત્ર છે તે માટે તેની બરોબર સોનું લ્યો. રાજાએ એ

વાતની ના કહી અને કહ્યું કે હું તેને કદીપણ છોડ-
નાર નથી. એ માટે પુરોહીતે સાતગણું દ્રવ્ય આપ-
વા માંડયું પણ રાજા કહે ના એને મુકવો નથી.
વિતે નિત્તાના ન લભઇ પમતે ॥ માટે સંકટ પડે ધર્મ આડો
આવે છે પણ ધન આડું આવતું નથી એ નક્કી સમ-
જવું. હવે રાજાએ કોટવાળને કહ્યું કે ખંગ ચંડાળને
બોલાવીને હીંસકને તેના હવાલે કરો. કોટવાળે ખંગ
ચંડાળને તેડવાને માણસ મોકલ્યું. આ ખબર ખંગ
ચંડાળે સાંભળી કે મને રાજાના માણસો તેડવા આવે
છે ત્યારે ખંગને તો પ્રતિજ્ઞા છે તે એવી રીતે કેઃ—એક
વખત ખંગ ચંડાળ વનમાં ચાલ્યો જતો હતો તેવા-
માં તે વનમાં તેને એક સાધુનો મેળાપ થયો અને તે
સાધુને ખંગ પગે લાગ્યો અને બોલ્યો કે મહારાજ
મને ધર્મ સંભળાવો ત્યારે સાધુ મહાપુરૂષે કાઉસગ
ધારીને ઉપદેશ દીધો. ઉપદેશને અંતે ખંગ કહે સ્વામી
અગડ કરાવો ત્યારે ગુરૂ કહે તું અનાર્ય તને શી અગ-
ડ. ત્યારે તે બોલ્યો જે જાણે તે પણ એક અગડ કરા-
વો. તે વખતે ગુરૂ બોલ્યો કે ચૌદશને દહાડે પંચેંદ્રિ
જીવનો ઘાત કરીશમાં. એ અગડ લઇ ઘરે આવ્યો.
હવે જે દીવસ રાજાના માણસ આવતાં તેણે જોયાં તે
દીવસ ચૌદશનો હતો તેથી તે મોટા વિચારમાં મુંઝા-
વા લાગ્યો. સ્ત્રીને કહેવા લાગ્યો કે હું ઘરમાં છુપી

જાઉં છું અને તું રાજાના માણસને એમ કહેજે કે તેતો ગામ ગયા છે. એમ કહીને ઘરમાં ગયો. થોડા વખતમાં રાજદૂતો આવી પહોંચ્યા અને તેમને તેની સ્ત્રીએ કહ્યું કે એતો ગામ ગયા છે ઘરે નથી. આથી રાજાના માણસો તેના ભાગ્ય વિષે શોક કરીને બોલ્યા કે અરે ! આજે તો પુરોહિતના પુત્રને શુલીએ ચડાવવાનો છે અને તે અભાગીઓ ગામ ગયો છે કારણ કે તે પુરોહીત પાસે બહુ ધન છે તે જોએ હોત તો પામતે પણ તેના કમનસીબ છે એટલે કેમ મળે. ત્યારે લોભથી લલચાઇને તેની સ્ત્રીએ ઇશારત કરીને તેમને કહ્યુ કે જાઓ તે ઘરમાં છુપાઈ ગયો છે તેડી જાઓ. આથી રાજદૂતોએ ઘરમાંથી તેને કાઢયો અને એ રીતે તેને લઇને ચાલ્યા. પાધરા રાજાની પાસે તેડી ગયા તેથી રાજાએ કહ્યું કે અરે ખંગ આ પુરોહીતના છોકરાને શુળીએ દે. ત્યારે ખંગ બોલ્યોકેઃ—આજતો મારે અગડ છે અને કાલ કેહેશો તે કરીશ તેથી રાજાને ઘણોજ ક્રોધ ચડયો તેથી કહ્યું કે અરે! કોટવાળ સાંભળ એ ચંડાળને અને હીંસકને બનેને પાછળ બાંધીને તીગંચ્છદ્રહમાં ઉડાડી નાખો. એવું રાજાનું વચન અંગીકાર કરીને બેને અવળે બંધને બાંધીને કોટવાળ લઇ ચાલ્યો તેથી ગામમાં હાહાકાર થઈ રહ્યો અને લોકો કહેવા લાગ્યા કે અરે ! આ નિરઅ-

પરાધી બિચારા ખંગને મારવા શું કરવા લઈ જાય છે. પણ ખંગ મનમાં વિચાર કરતો હતો કે પ્રાણ જાય તો ભલે પણ વ્રતને દુષણ કેમ લગાડું? એમ વિચારમાં તે ગછદ્રહમાં ગયા તે વખતે કોટવાળ કહેવા લાગ્યો કે હવે તમારે જેજે સમરવાના હોય તેમને સમરી લ્યો એમ કહીને ઢોળી પાડયા; તેથી હીંસકનો તો પડતાંમાંજ મગરે પ્રાણ લઈ લીધો અને ખંગને તો સાસન દેવીએ તરતજ એક સીંહાસન તે જળમાં રચીને તેના ઊપર ખંગને બેસાડયો. માથે છત્ર ધર્યાં આગળ બત્રીસ બદ્ધ નાટિકા. આ જોઇને કોટવાળ મનમાં મોટું વિસ્મય પામ્યો. રાજાને તેડાવ્યો અને રાજાએ સર્વ મહોચ્છવ દીઠો. રાજાએ ખંગને હેઠો ઉતાર્યો અને ઘણા માન સાથે ઘરે લાવ્યા. ધર્મને પ્રભાવે તે આ ભવે અને પરભવે સુખ પામ્યો.

**દોહરા.**

ધરો ધર્મ મનમાં તમે, ઠરો સુખને ઠામ;<br>
પાપ પુંજને પરહરો, તો હરો દુઃખ તમામ.

## બુદ્ધિ ઊપર શ્રીદત્તની કથા.

વસંતપુર નામે નગરીને વીશે અજીતસેન નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સુબુદ્ધિ નામે પ્રધાન અને સાહસબુદ્ધિ નામે કોટવાળ હતો. તે નગરમાં

ધનાવો નામે શેઠ હતો તેને ચાર પુત્ર હતા. તે ચાર-માં શ્રીદત્ત નામે નાનો પુત્ર હતો. તે શ્રીદત્તને નીશાળમાં ભણવા માટે મુકયો. ભણીને પુરૂષની ૭૨ કળાવાળો થયો અને તેમાંથી એકોત્તેર કળા તો તેણે જાતેજ અજમાવી જોઇ અને તે સર્વમાં સારી રીતે ફાવ્યો ત્યારે બહોંતેરમી ચોરીની કળા અજમાવવાનો તેનો નિશ્ચય થયો. એ મુજબ તે નગરમાં એક સિંહદાસ નામે વેપારી વસતો હતો તે ઘણોજ ભાગ્યવંત હતો અને તેને ઘરે ઝવેરીનો ધંધો હતો તેને ઘરે શ્રીદત્ત આવ્યો. આ વખતે સિંહદાસે શ્રીદત્તને ઘણુંજ માન આપ્યું તેથી સિંહદાસને શ્રીદત્તે પુછયું કે તમારે ઘરે કાંઇ ઝવેર છે ત્યારે સિંહદાસ બોલ્યો કે તમારે જોઇએ એટલાં છે; તેથી શ્રીદત્ત કહે દેખાડો ત્યારે. આ ઉપરથી શ્રીદત્ત સાથે શેઠ બીજે માળે ગયા. ત્યાં જઇને પેટી ઉઘાડી અને તે ઉઘાડયા પછી શ્રીદત્તે પડેલા પેટીના તાળાની કુચીઓ જોઇ લીધી અને મીણની ગોટી ઉપર એ કુચીની છાપ દબાવી લીધી. આટલુંજ કામ હતું તેથી શેઠે ઝવેર બતાવ્યાં પણ લેવાં કરવાં તો ન હોતાં તેથી દસ હજારના માલની પાંચ હજાર કીમત આપવાનું બોલીને સાટું બને તેવું કર્યું નહીં તેથી શ્રીદત્ત પાછો ઘરે આવ્યો. પેલા મીણની ગોટી ઉપર કુંચીની છાપ હતી તે ઉપર શ્રીદત્તે નવી કુંચી-

ઓ ઘડાવીને પાસે રાખી અને એક ચંદનઘો પણ મંગાવીને પાળી. એક દીવસના સમયે શ્રીદત્ત અરધી રાતે ચંદનઘો લઇને ઘરેથી બહાર ચાલ્યો. જેવો નીકળ્યો તેવોજ સિંહદાસના ઘર પછવાડે આવ્યો અને ઘોના યોગે ઉંચે ચડયો. ગોખમાં આવ્યો અને જુએછે તો બાપ દીકરો બેઠા છે તેમાં બાપ ઢોલીયા ઉપર બેઠોછે તેની સામો દીકરો નામું લખે છે. આમ થોડી વખત સુધી શ્રીદત્ત જોઇને છુપો ઉભો રહ્યો પણ જ્યારે બાપને ઝોકાં આવ્યાં અને સુઈ ગયો ત્યારે દીકરાએ વિચાર્યું જે બાપતો સુઇ ગયા અને હું શું કરવાને જાગું ચાલ જીવ જઇને સુઇ રહીએ એમ કહીને સુઇ જવાને બીજા ઓરડામાં ગયો. પછી શ્રીદત્ત તેની જગ્યોએ ચોપડા પડયા હતા ત્યાં જઈને બેઠો એટલામાં સાહસબુદ્ધિ કોટવાળ-રસ્તે થઇને જતો હતો તેણે ઉપર દીવો જોઇને કહ્યું કે કોણછેરે! અત્યારે, શેઠ જાગો છો કે, ત્યારે શ્રીદત્તે ખોંખારો કર્યો એટલે કોટવાળે જાણ્યું કે ઘરનો ધણી હશે તેથી ચાલ્યો ગયો. પછી શ્રીદત્તે પાધરો પેટીઓ પાસે જઈને કુચીઓ બેસાડી તાળાં ઉઘાડયાં અને માંહેથી ઝવેરના દાબડા લઈને પાછું તાળું વાશી દીધું અને કુંચી લઇ ખડકીને રસ્તેથી ઘરે આવ્યો અને દાબડા ઘરમાં મૂકીને પોતાના કામે લાગ્યો. એમ છ મહીનાતો વીતી ગયા

અને સિંહદાસને ત્યાં કોઈ ઝવેરનો ગ્રાહક આવ્યો ત્યારે પેટીમાં જુએતો ઝવેરના દાબડા મળે નહીં. સિંહદાસે પોતાના ઘરમાં સહુને પુછ્યું પણ કોઈએ જવાબ આપ્યો નહીં કે અમે લીધા છે તેથી તે સિંહદાસ રાજા પાસે ગયો. ત્યાં જઇને તે ફરીયાદ કરવા લાગ્યો કે અરે ! મહારાજ, મારાં બે લાખ રૂપિયાના ઝવેર દીધેલાં તાળાં છે છતાં કોઈ લઈ ગયું. આપનાં રાજ્યમાં આમ ચોરીઓ થાય તે કેમ કહેવાય. આપ શેહેરમાં ચોકી પોરો સાચવો છો તે કેવા પ્રકારનો છે કે દીધેલાં તાળાં છતાં મારા ઘરમાંથી બે લાખ રૂપીઆની ચોરી થઈ ગઇતે આપના રાજ્યમાં એવા ચોર કેમ હોવા જોઈએ. ત્યારે રાજાએ ક્રોધ ચઢાવ્યો અને કોટવાળને બોલાવ્યો. અરે ! કોટવાળ, તો કોટવાળ કહે જીવેરાજ ! આ સિંહદાસ વેપારીના ઝવેર ઘરમાંથી ગયાં અને થોડાં ઘણાં નહીં પણ બે લાખ રૂપીઆના ગયાં તો તું શેહેરની કેવી રીતે ચોકી કરે છે તે કાંઇ મારાથી સમજી શકાતું નથી. જો એ બે લાખ રૂપીઆનાં ઝવેરનો ચોર ૭ દીવસની અંદર પેદા કરજે નહીંતો તને ગરદન મારીશ એમ કહી કોટવાલને રજા દીધી. પછી સિંહદાસને રાજા કહેવા લાગ્યો કે અરે ! શેઠ, તમે હાલમાંતો ઘરે જાવ અને સાત દીવસમાં તમારાં ઝવેરજો પેદા થશે તો કરી

આપીશું નહીંતો અમારા ભંડારમાંથી તે ઝવેરની કીમત તમે લઇ જજો તેથી શેઠ ઘરે આવ્યો.

હવે કોટવાળે વિચાર કર્યો કે જે માલ છ મહીનાથી ગએલો છે અને જેને માટે પગ કે પગેરૂં કાંઇ માલમ પડવું મુશકીલ છે તે મારાથી કેમ પેદા થશે એવી મહાઘોર ચીંતામાં પડયો.

> ચીંતાસેં ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ઓર રંગ,
> ચીંતા બડી આભાગ્યણી, આગ વિણ બાળે અંગ.

એમ ચીંતામાં ડૂબી કોટવાળ સાતમા દીવસ સુધીમાં અરધો થઇ ગયો. સાતમાં દીવસની રાત્રે અરધી રાત્રીનો સમય થયો છે તે વખત કોટવાલ ચાલ્યો જાય છે તેવામાં એક હાટે દીવો બળતો જોયો અને પુછ્યું કે કોણ છેરે ! અત્યારે. ત્યારે હાટમાંથી શ્રીદત્તે ખોંખારો કર્યો એટલે કોટવાળ હાટમાં ગયો. ત્યાં આસન મળ્યું પાન સોપારી અને આદરમાન પણ મળ્યું. કોટવાળે પુછ્યું કે કહો શેઠ તમારા બાપનું નામ શું ત્યારે કહેકે બાપનું નામતો ધનાવો છે અને મારૂં નામતો શ્રીદત્ત છે. ત્યારે કોટવાળે કહ્યું કે કહો શેઠ આજથી છ મહીનાની વાત ઉપર તમે શ્રી સિંહદાસ શેઠને ત્યાં અરધી રાત્રે દીવો બળતો જોઇને મેં પુછ્યું કે કોણ છેરે ! ત્યારે ખોંખાર કર્યો અને ત્યાં બેઠા હતા તે ખોંખારા જેવોજ આજ

પણ ખોંખારો સાંભળીને હું આવ્યો છું માટે તેના બે લાખ રૂપીઆના ઝવેર ચોરનાર તો તુંજ છે. ત્યારે શ્રીદત્ત બોલ્યો કે તમે પણ પાદર દેવી જેવું કરવા માંડયું. ત્યારે કોટવાળ કહે તે કેમ. ત્યારે શ્રીદત્ત કહે કે કોઇ એક ગામને પાદર દેવીનું સ્થાનક હતું તે દેવીનું નામ પાદર દેવી હોવાથી સહુકનેથી બળ ભોગ લેતી હતી અને કહેતી હતી કે તમારાં વિઘ્નો હરૂં છું તેવામાં કોઈ ઠગ માણસ હતો તેણે દેવીને કહ્યું કે કહો દેવી તમારે શીર વિઘ્ન આવશે ત્યારે શું કરશો ત્યારે દેવીએ કહ્યું કે ગામ માથે ઉડાડી નાખીશું માટે તમે પણ એ દેવી વાળો ધાટ કરો છો ત્યારે કોટવાળ કહે તેતો સવારે વાત છે એમ કહીને કોટવાળ નિશ્ચિંત પણે ઘરે જઈને સુતો અને સવાર થઇ એટલે રાજાએ કોટવાળને તેડાવ્યો તેથી કોટવાળ રાજદરબારમાં જ્યાં રાજા કચેરી ભરી બેઠો હતો ત્યાં આવ્યો ત્યારે રાજાએ પુછ્યું કે કેમ ચોર પેદા કર્યો ત્યારે કોટવાળ બોલ્યો કે મહારાજ, ધનાવા શેઠનો પુત્ર શ્રીદત્ત ચોર છે. એ ઉપરથી રાજાએ હુકમ કર્યો કે તરતજ માણસો શ્રીદત્તને તેડી લાવ્યા. રાજાએ તેને કહ્યું કે મારો કોટવાળ ખોટું બોલે નહીં માટે તું ચોર છે. ત્યારે શ્રીદત્ત કહે મહારાજ મુજને જાણો તે દ્રીપ કરાવો ત્યારે રાજાએ પ્રધાને અને કોટવાળે સર્વે એ મળીને વિચાર્યું અને કહ્યું કે આપણા નગરની રખવાળ

કાળીકાદેવી છે તેનો પરતો ઘણો છે ચોરને મારે અને શાહુકારને કાઢી મુકે એહના મંદીરમાં આજની રાત્ર રહી પ્રભાતે વેહેલા આવજો ત્યારે શ્રીદત્ત કહે સ્વામી એ વાત પ્રમાણ છે. ત્યારે રાજા કહે હમણા ઘરે જાઓ સાંજે વેહેલા આવજો એમ કહી સહુ સ્થાનકે ગયા. સાંજને સમે શ્રીદત્ત દેવીને દેહેરે આવ્યો અને રાજા પણ દેવીને દેહેરે આવ્યો એટલે શ્રીદત્ત સર્વ પોતાના સગાં વહાલાં તથા રાજાને મળ્યો અને દેવીને દેહેરે જઇને બેઠો અને દેહેરાના બારણા પોતાની મેળે દેવાયાં અને રાજા દેવળ પાછળ ચોકી મુકીને ઘરે ગયો. પછી દેવી પાસે જઈને શ્રીદત્તે ફળ ફુલ અને ઘીનો દીવો તેના મુખ આગળ મુકયાં અને બેઠો. જયારે રાત એક પહોર ગઈ ત્યારે દેવી વાઘ ઉપર બેસીને ત્રીસુળ આયુધ હાથમાં લઈને વીકરાળ રૂપ લઇને આવી ઉભી રહી અને પાપણીના જણ્યા કરવી ચોરી અને થાવું સાચું. એમ કહીને બોલીકે તારે જેને સમરવો હોય તેને સમરી લે હું હવે તને મારીશ. તે વખતે શ્રીદત્ત હાથ જોડી દેવીના મુખ આગળ ઉભો રહ્યો અને કહેવા લાગ્યો કે માતા મારાં એવાં ભાગ્ય કયાંથી હોય કે તમારે હાથે મરણ થાય પણ માતાજી સાંભળો મારી વાત. એક મારા મનમાં સાંસો છે તે સાંસો તમે ટાળો પછી મને મારજો. ત્યારે દેવી કહે

કે તાહરા સાંસાની વાત તું મને કહેતા ખરો. તે સમયે શ્રીદત્ત બોલ્યો માતાજી વાત કહું અને સાંસો ટળે નહીં તો શા કામનું તેથી દેવીએ કહ્યું કે જો તારો સંદેહ ન ટળે તો મારો કોલ છે કે તને મારવો નહીં સંદેહ ટળે તોજ તને મારવો. એવું વચન આપ્યું ત્યારે શ્રીદત્ત મનમાં હર્ષ પામ્યો. શ્રીદત્ત વાત કહેવા માંડીઃ—એક વટપલી નામે ગામ છે તે ગામમાં એક બાપદીકરો બે કણબી રહેતા હતા તે કર્મ સંયોગે બાપ અને દીકરો બેજણા રંડાયા અને બનની સ્ત્રી મરી ગઇ. ત્યારે બે જણા ઘરઘરણું કરવાના વિચારથી બીજે ગામ જવાને નીકળ્યા. આગળ રસ્તે બે ચાર દીવસ ચાલ્યા ગયા ત્યારે એક રૂદ્રાપલી નામે ગામ આવ્યું ત્યાં રાત્રી ગાળીન સવારે ચાલી નીકળ્યા. ત્યારે તેમને સુકન થયાં તેથી બાપ કહે કે દીકરા આ સુકન એમ કહે છે કે આપણા આગળ બે સ્ત્રીઓ ચાલી જાય છે તેમની સાથે આપણો સંબંધ થશે. માટે આપણે આગળથી વરીએ ત્યારે પુત્ર કહે નાના પગવાળી મારી અને મોટા પગવાળી તમારી. એમ વિચાર કરી ચાલ્યા જાય છે તેવામાં આગળ જતાં એકઠા થયા. તે વખતે તેઓ સ્ત્રી પ્રત્યે પુછવા લાગ્યા કે તમે કોણ છો અને કયાં રહો છો તે સ્ત્રીઓએ જવાબ આપ્યો કે અમે રૂદ્રપલ્લીમાં રહીએ છીએ કણબી જાતના છીએ અને મા દીકરીના

સગપણમાં છીયે. અમારે બેને રંડાપો આવ્યો ત્યારે અમે બે જણીઓ ઘરમાંડવાને નીકળીને જઇએ છીએ. ત્યારે સ્ત્રી કહે તમે કોણ છો ત્યારે તેઓ કહે કે અમે પણ કણબી છીએ અને એજ કામે નીકળ્યા છઈએ. ત્યારે સ્ત્રીઓ કહે આવો આપણ માંહોમાંહે ઘર માંડીએ. તેથી એઓએ ઘરમાંડયાં. તે કેવી રીતે કે નાના પગવાળી માને તે દીકરો પરણ્યો અને મોટા પગવાળી દીકરીને બાપ પરણ્યો. તેમ કરીને ઘરે આવ્યા અને બનેને દીકરા આવ્યા માટે હવે તમે કહો માતાજી એ બે બાલક શું સગા થાય. ત્યારે દેવી મહા વિચારમાં પડી ગઇ, વિચાર કરતાં પહોર બે પહોર ચાલ્યા ગયા પણ સગપણ કોઇ પ્રકારે મળ્યું નહીં. ત્યારે દેવીએ કહ્યું કે અરે પાપી એમ કરીને તું મને છેતરવાને આવ્યો છે તેથી શ્રીદત્ત બોલ્યો દેવી રાતતો હજી બે પહોર પડી છે તમે આકળાં થાઓમાં. સ્થીર ચીતથી વિચાર કરીને મને કહો અને હું તો તમારા દરબારમાં હાજર છું અહીંથી કયાં જાઉં તેમ હતો. તમે વચન ભંગ કેમ થશો. એમ કહીને હાથ જોડીને શ્રીદત્ત ઊભો રહયો. દેવીએ વિચાર કરી કરીને થાકી ગઇ અને સવાર પણ થઇ ગઇ. ત્યારે બારણાં ઊઘડયાં અને શ્રીદત્ત બહાર નીકળ્યો. ચોકીદાર શ્રીદત્તને લઇ દરબારમાં આવ્યા અને રાજાને સલામ કરી અને રાજા-

એ માણસ મોકલી કોટવાળને તેડાવ્યો અને કોટવાળ રાજા પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે શ્રીદત્તને રજા આપો અને મને ધારો તે કરો. ત્યારે રાજાએ કહ્યું, જાઓ કોટવાળને સુળીએ ચઢાવો. ત્યારે શ્રીદત્ત રાજાને પગે લાગ્યો અને કહ્યું કે મહારાજ ગુનો માફ કરો તો એક વાત કહું; તેથી રાજા કહે સાત ગુના માફ. તે વખતે શ્રીદત્ત બોલ્યો કે આવો સારો બુદ્ધિવાળો કોટવાળ કેમ મારી નખાવો છો કે જેણે મારો છઠે મહીને ખોંખારો ઓળખ્યો. પછી સર્વે વાત તેણે રાજાને વિસ્તારથી કહી સંભળાવી. તે સમયે રાજા અને બીજા મોટા લોકોએ શ્રીદત્તની બહુજ પ્રસંશા કરી અને કહ્યું કે શાબાશ તારી બુદ્ધિને માટે. ત્યારે શ્રીદત્તે દાબડા ઝવેરથી ભરેલા અનામત લાવી રાજા આગળ મૂકયા તેથી રાજાએ પુછયું કે તારે આટલો બધો પ્રયાસ શા માટે કરવો પડયો ત્યારે શ્રીદત્તે કહ્યું કે બહોંતેરમી કળાની પરિક્ષાને માટે એટલી મહેનત મેં કરી. આ વખતે રાજા તેના ઉપર બહુજ ખુશી થયો અને તેને સર્વથી મોટો પ્રધાન કરીને સ્થાપ્યો અને પછી શ્રીદત્તે કોટવાળને ઘણુંજ માન આપ્યું અને સિંહલસને તેના ઝવેર સર્વે અનામત આપ્યાં. શ્રીદત્ત સુખ પામ્યો.

# અમરદત્ત અને શ્રીમતીની કથા.



શ્રી વસંતપુર નગરમાં અરીમર્દન નામે રાજા રાજય કરતો હતો તે નગરમાં સુમિત્ર નામે શેઠ વસતો. તેને ચાર પુત્ર હતા અને એક પુત્રી હતી. તે પુત્રીનું નામ શ્રીમતી હતું અને તે માતા પીતાને બહુજ વહાલી હતી. તેને વિદ્યાભ્યાસ સારો કરાવ્યો હતો અને તેથી બહુજ સમજુ હતી. તે જયારે જોબન અવસ્થામાં આવી ત્યારે માતા પીતાને તેનો વિચાર થયો. આ વિચાર તે પુત્રી સમજી ગઇ અને જાણ્યું કે રખેને કદાપી મારાં માબાપ મને કોઈ મુર્ખ અજાણ વર સાથે પરણાવી દેશે તો મારો જન્મ વૃથા જશે માટે

ચંદનકી ટુકડી ભલી, અવર કાઠકા ભાર;
પંડીતકી ઘડી ભલી, મુરખકી જમવાર.

હું મારી બુદ્ધિવડે કોઈ સદ્દગુણી વર શોધી કાઢું. એમ વિચાર કરીને એક સમયે મધ્ય રાત્રીનો સમય થવા આવ્યો જોઇને દાસીને કહેવા લાગી કે અરે! દાસી તું આ વખત ચૌટામાં જઈને એક પુરૂષ કે જે પાંચ જગ્યો પર ચૌટામાં ફરે તેને બોલાવી લાવ. દાસીએ પુછ્યું કે પાંચ જગ્યા કઇ તે મને સમજાવો. શ્રીમતી બોલી કે જે પ્રથમ માળીને ત્યાંથી ફૂલ લે, પછી કંદોઇને ત્યાંથી સુખડી લે, તંબોલીના

હાટેથી પાન લે, સરૈયાની દુકાનેથી અત્તર, અરગજા અને ચુઆ ચંદન લે અને ગાંધીની દુકાનેથી સોપારી તથા લવંગ લે. એવાં પાંચ ઠેકાણે જે પુરૂષ ફરે તેને બોલાવી લાવ. એ સાંભલી દાસી ચોટે ગઈ ત્યારે ત્યાં એક પુરૂષ ઘણોજ સુંદર એ પાંચ ઠેકાણે ફરતો જોયો તેથી સમસ્યા કરીને ચાલી એટલે તે પુરૂષ પણ તેની પાછલ ચાલ્યો. આગલ જતાં ઘરનાં પછ-વાડે તે પુરૂષને કહ્યું કે સ્વામી તમે અહીં ઊભા રહો; હું ઉપર જઇ માંચી મુકું તેમાં બેસી આપ ઉપર આ-વજો. દાસીએ ઉપર જઇ માંચી મુકી તેથી તેમાં બેસી ઉપર ચઢયો. ઉપરથી દાસી કહે કે સ્વામી ત્રીજે મજલે આપ પધારો તેથી તે ત્રીજે મજલે ગયો. ત્યાં શ્રીમતીએ એક તાલી બજાવી અને દાસી પાસે ઉનું પાણી મંગાવ્યું અને તેથી નહાયો તથા દાસીએ લુ-ગડાં આપ્યાં તે પણ પહેર્યાં. એ પછી શ્રીમતીએ બીજો ટાળોટો દીધો ત્યારે કહે કે પધારો ઓરડામાં તેથી તે અંદર ઓરડામાં ગયો. હવે ત્રીજો ટાળોટો દીધો અને કહ્યું કે ફીટ રાંડ! આ મુરખને શું તે-ડી લાવી છું જા તેને કાઢી મુક. એમ કહી હેઠો ઊતાર્યો પણ હેઠે ઉતરતાં દાદર પછવાડે છુપાઈ રહ્યો. વલી દાસીને કહ્યુ કે એવોજ બીજો ચતુર પુરૂ-ષ તેડી આવ. ત્યારે દાસી વળી ફરીથી નીકલી અને

તેમજ રીતે બીજા પુરૂષ તેડી આવી. ઘર પાછળ ઉભો રાખ્યો અને માંચી મુકી ઉપર લીધો. પાણી આપી નવડાવી ધોવડાવી વસ્ત્ર પહેરાવ્યાં અને અંદર ઓરડામાં લીધો. ત્યારે ત્રણ તાળીઓ થઇ અને શ્રીમતી બોલી કે બેસો ઢોલીએ એટલે તે પુરૂષે માથાની પાઘડીમાંથી લીંબુ કાઢી ઢોલીઆ ઉપર નાખીને બેઠો અને કુંવરી પણ ઢોલીએ ચડીને બેઠી. તે વખતે શ્રીમતીના હાથમાં છુટાં ફુલનો દડો હતો તે તેણે ઉંચો ઉડાવ્યો ત્યારે ફુલ જુદાં થઇ ગયાં ત્યારે તેણે હેઠો થઇ એક ફુલ હાથમાં લઇને તેની પાંખડી એક તોડી નાંખી તે વખતે શ્રીમતીએ માબાપનાં નામ પુછયાં ત્યારે તેણે કહ્યું આ નગરમાં ધનાવો વસે છે તેમની ધનવતી ભાર્યા તેમનો પુત્ર હું છું અને મારૂં નામ અમરદત્ત છે. એ સાંભળી શ્રીમતીએ એક પોતાની ઓઢણી તથા પાનસોપારી લઇ અમરદત્તના ખોલામાં મુકયાં ત્યારે અમરદત્ત માથે ચડાવી રજા માગી ઉઠી નીકળ્યો. તે વખત પ્રથમનો પુરૂષ આ સઘળું ચરિત્ર જે છુપાઈને જોતો હતો તે હલવે રહીને આગળથી ચાલ્યો ગયો. અમદત્ત પણ ઘરે ગયો. પ્રથમ પુરૂષ રાજાનો પુત્ર હતો અને તેનું શ્રીમતીએ અપમાન કર્યું તેથી તે ઘણોજ ખેદ પામ્યો અને સવાર થતાંજ રીસાઇ જવાનો ઢોંગ કરીને તે ઘોડાની ઘોડાર-

માં જઇને તુટલ મુટલ ખાટલી લઈને સુતો. એ ખબર રાજાને થઇ તેથી રાજા તેની પાસે આવીને પુછવા લાગ્યો કે કુંવર શા માટે તું રીસાણો છે? તેથી રાજ કુમારે રાત્રીની સર્વ હકીકત કહી ત્યારે રાજાએ કહ્યું કે તેમાં શું છે તમે દરબારમાં આવો એટલે કચેરીનો વખત હોવાથી અમરદત્તને તેડાવીને તેનો નિર્ણય કરી શું. રાજા તથા કુંવર કચેરીમાં આવ્યા અને રાજદૂતોને મોકલીને અમરદત્તને બોલાવ્યો. રાજાએ તેનો આદર સત્કાર કર્યો અને બેસાડીને પુછ્યું કે રાત્રીનો ખેલ થયો તેનો અર્થ તમે સમજાવો તમને બીજા બધા ગુના માફ છે. અમરદત્ત કહે સ્વામી, હું તો કશી વાત જાણતો નથી. રાજાએ બે ચાર વાર ફરી ફરીને પુછ્યું પણ હું તો નથી જાણતો એટલું બોલીને ઉભો રહ્યો. તે વખત રાજાને રીસ ચડી અને કોટવાળને બોલાવીને કહ્યું કે આ માણસને ગધેડે બેસાડીને ગામ બહાર લઇ જાવ પણ શ્રીમતીના મહોલની પાસે થઇને લઈ જજો અને ગામ બહાર જઇને સુલી દેજો. કોટવાળ તેમ કરી લઇને નીકળ્યો. આગળ ઢોલ વાગે છે માણસ પણ હજારો મળ્યાં છે એ જોઇ દાસીએ શ્રીમતીને કહ્યું તેથી શ્રીમતીએ દાસીને એક થાળમાં દુધનો વાટકો મુકીને એક સોના મહોર દઇને કહ્યું કે આ લઈજા તું રસ્તામાં ઉભી રહીને સોના મહોર અમરદત્તને દેખાડીને દુધમાં

ધોઇ ઉપર વાડે ફેંકી દેજે. આ ઉપરથી દાસીએ તે-
મજ કર્યું તે વખતે અમરદત્તે નીચા થઇ એક ચમટી
ધુળ દેખાડી અને દાસી ઘરે ગઇ. પછી આ રીતની
હકીકત રાજાને તરત કોઈએ જઇને કહી તેથી રાજાએ
અમરદત્તને પાછો બોલાવ્યો ને પુછયું કે આ બાબત
જે સોનામહોર દેખાડી દુધમાં ધોઇને ઉપર વાડે ના-
ખી તેનું શું કારણ છે તે કહો. ત્યારે અમરદત્તે કહ્યું કે
ના મહારાજ વળી એ શું થયું એ તો મને ખબરે નથી.
ત્યારે રાજાએ તેને ફરીથી લઈ જવાનું કહ્યું અને આ
ખબર શ્રીમતીને મળ્યા તેથી દાસીને મોકલી. આ
વખત અડદનો લોટ મુઠીમાં ભરીને અમરદત્તને દેખા-
ડીને ફુંકી નાખજે. તે વખત દાસીએ તેમજ કર્યું.
આ જોઇને અમરદત્તે ત્રણ ચપટીઓ વગાડી. આથી
રાજપુરૂષોએ જઇ રાજાને ખબર કર્યાથી રાજાએ અમ-
રદત્તને પાછો દરબારમાં બોલાવ્યો અને કહ્યું કે કહો
શેઠ એ લોટ કેમ ફુંકાયો અને તેં ચમટીઓ કેમ
વગાડી. તેથી અમરદત્તે કહ્યું કે સ્વામી લોટ તો ફુંક-
તાં મેં જોયું નથી ને ચપટીઓ તો બગાસું આવવાથી
મેં વગાડી છે. આથી રાજાએ લઇ જવાને હુકમ કર્યો
અને ચોથી વખત લઇ નીકળ્યા ત્યારે શ્રીમતીએ વિ-
ચાર્યું કે એ વાત કહેવાનો નથી અને એ મરે તો મારે
પણ મરવું. આવો વિચાર કરીને બાપની પાસે આવી-

તે સર્વ વાત કહી અને કહ્યું કે તમે રાજા પાસે જઇને એને મુકાવો. ધન માગે તો તેપણ આપજો અને એ વાતનો અર્થ જાણવા માગતો હોયતો મને ત્યાં તેડાવજો. હું ત્યાં આવીને સંભળાવીશ. એવાં વચન શેઠે સાંભળીને તે શેઠ નજરાણાની ભેટો લઇને રાજાની પાસે ગયો. ભેટ મુકી પગે લાગ્યો અને હાથ જોડીને કહેવા લાગ્યો કે કહો સ્વામી આ અમરદત્તને આવડી કદર્થના કેમ કરો છો. ત્યારે રાજાએ કહ્યુ કે શેઠ અમારો પુત્ર કહે છે કે એ વાતનો અર્થ પામું તો અન્ન ખાવું તે માટે આટલું કરવું પડે છે. આ સાંભળીને શેઠ કહે અમરદત્તને પાછો વાળો અને પાલખી મોકલી મારી પુત્રીને બોલાવો એહ સર્વ વાત કહેશે. તેથી રાજાએ તરતજ પાલખી મોકલી શ્રીમતીને તેડાવી શ્રીમતી ત્યાં આવીને બાપને ખોળે બેઠી. ત્યારે રાજા કહે પુત્રી રાત્રીનો સર્વ હેવાલ કહો. ત્યારે તે બોલી કે જીવેરાજ ! સાંભળો, મેં જાણ્યું કે મારો પીતા રખેને કોય મુરખ વર આપે માટે કોઈ ડાહ્યો ચતુર જોઇને વરૂં. એમ વિચારી દાસીને મોકલી એક પુરૂષ તેડાવ્યો. તે આવ્યો ત્યારે દાદરે ધમધમ કરતો ચઢયો અને મે જાણ્યું કે તે મોટો મુરખ છે. વળી મેં એક તાળી દીધી. વળી બીજીવાર નાહીને દાસીને હાથોહાથ લુગડાં લીધાં તે વખતે બીજી તાળી દઈને મેં જાણ્યું જે મહા

મુર્ખ છે. પછીતો ત્રીજી તાળી દઈને મેં ત્રીજીવાર પણ તેની પરિક્ષા કરી લીધી તે એમ કે હું બારણા વચ્ચે ઉભીને મેં કહ્યું કે માંહે પધારો ત્યારે મને ડાબે પાસે મુકીને પેઠો તે વખત મેં દાસીને કહ્યું કે તે મુરખને કાઢી મુક. આથી તેને દાસીએ કાઢી મુકયો અને બીજા પુરૂષને તેડી આવી તે વખતે તે પુરૂષ દાદરે ચડતો પણ ન જણાયો માટે મેં જાણ્યું કે બુદ્ધિવાળો છે. વળી નાહીને લુગડાં નીચાં મુકાવ્યાં અને છાંટીને પછી પહેર્યાં તેનું કારણ એમ કે દાસીની જાત છે અપવિત્ર અને નહાવું તે પવિત્રપણા માટે તેથી છાંટી લીધાં. ત્યારે તેને મેં મહા બુદ્ધિવાન જાણ્યો. ત્યારે મેં કહ્યું કે માંહે પધારો ત્યારે મને જમણા અંગે મુકીને માંહે પેઠો. જે સ્ત્રી હોય તેને ડાબે અંગે મુકવી બાકી માબેન વગેરે બીજી સ્ત્રીઓને જમણે અંગે મુકવી. વળી ઢોલીએ લીંબુ નાખીને બેઠો તે એમ કે સ્ત્રીને ઢોલીએ પુરૂષ ઓશીકા આગળ બેસે અને મા બેનનો ખાટલો હોય તો પગની તરફ બેસે એમ વિચારીને જે તરફથી લીંબુ ઢળ્યું તે કોરે થઇને બેઠો. તે વારે હું પણ ઢોલીએ બેઠી અને ફુલનો દડો લઇ ઊડાવ્યો અને જણાવ્યું કે આ પ્રમાણે જેમ ફુલ કણ કણ માફક જુદાં થયાં જણાય છે તેમજ આ આપણી વાત સવારે ગામમાં પ્રસરી જશે. ત્યારે તેણે

એક ફુલના કટકા બે કર્યો અને જણાવ્યું કે મારા કટકા બે કરશે ત્યાં સુધી તો કોઇ નહીંજ જાણવા પામે એ તારે ખાત્રી રાખવી. ત્યારે મેં પાનસોપારી અને ઉઢણી આપ્યાં અને તેથી જણાવ્યું કે તું મારો પતી અને હું તારી સ્ત્રી એમ કહીને રજા દીધી. વળી સોનામહોર દુધે ધોઇને બતાવી તેથી એમ જણાવ્યું કે તું અને હું ચોખ્ખાં અને નિર્મળ મનના છીએ તેથી વાત કહીશ તો હરકત નથી ત્યારે તેણે કહ્યું કે મને મારશે તો એક ચમટી ધુળ ભીંજાશે તો તેથી શું થયું. ત્યારે વળી તેણે કહેરાવ્યું કે અરે! જેમ અડદનો લોટ અંદર ઉજલો પણ અડદ ઉપર કાળા હોય છે તેમ આપણે અંદરતો ચોખ્ખાં છીએ તેથી વાત કહી દેજો ત્યારે તેણે કહ્યું કે હવે જીવ જતાં આટલીવાર છે ત્યારે શું કરવાને કહું. ત્યારે મેં જાણ્યું કે એ વાત કહેવાનો કદીપણ નથી; તેથી મેં મારા પીતાને તમારી પાસે મોકલ્યા; એવાં વચન શ્રીમતીના સાંભળીનિ રાજા ઘણોજ પ્રસન્ન થયો, શ્રીમતીને માન સન્માન આપ્યું. આ ઉપરથી તે રાજાએ બન્નેને પરણાવ્યાં અને બને સુખ ભોગવીને સદગતી ગામી થયાં. જે રીતે શ્રીમતીએ ભરતાર પરખી લીધો તેમ જૈન ધર્મ પરખી લેશે તે મનુષ્ય સદા સુખ–સ્થાઇ સુખ ભોગવશે.

## જ્ઞાન વિષે ભીમસેનની કથા.

અવંતી નામે નગરીમાં શ્રી ભીમસેન નામે રાજા રાજય કરતો હતો. એક સમયે ભીમસેનનો દુષ્મન તેની ઉપર ચડાઇ કરીને લશ્કર સમેત ચડી આવ્યો, માંહોમાંહે સંગ્રામ થયું, અને અશુભ કર્મના યોગથી ભીમસેન હાર્યો, ત્યારે ભીમસેને મનમાં વિચાર્યું કે, જો જીવતા હઇશું તો ફરીથી રાજય લઇશું. દુઃખ દેવતાએ મુકયું તો માનવીનું શું ગજું છે એમ જાણીને મધ્ય રાત્રીને વખતે સુમિત્રા રાણીની સાથે સુમિત્ર કુંવર અને સુવચ્છમિત્રા પુત્રી એ પ્રમાણે ચારે જીવ કાંઇ ખરચી લઇને કોટની બારી ઉઘાડીને રાજય મુકીને ચાલી નીકળ્યા. વેરીઓએ પ્રભાતે આવીને રાજય સંભાળી લીધું અને ભીમસેન રસ્તે ચાલ્યો જાય છે ત્યારે મનમાં વિચાર આવ્યો.

બિણુ ખંડો બિણુ વટલ્યો, બિણુ ખંડો બિણુ લીહ,<br>
સરવે સરિષા ચંદને, દેવ ન દીધા દિહ,<br>
સરખા સએં ન સંપજે, દીન પ્રહેલા કે પુઠ,<br>
રામ યુધિષ્ટિર નૃપતિ, નલવાનર લંકા લુટ,<br>
વાનર લંકા લુટ વહે, હરીચંદહ પાણી,<br>
ભીમ તણી ભાર્યાએ, બલ કીચ તાણી,<br>
જપે કવી દેપાલ, જુઓ પરમાર્થ પુરૂષા,<br>
દીન પ્રેહેલાને પુઠ સએં, ન સંપજે સરીખા.

એમ વિચાર કરતો રસ્તે ચાલ્યો જાય છે. આગળ ચાલતાં કેટલાક દિવસે એક વસંતપુર નગર આવ્યું તે નગરમાં થઇને ચાલતાં મધ્ય ચૌટે આવ્યા તેવામાં તે નગરમાં એક જીણદાસ નામે વહેવારીઓ વસતો હતો તેણે તેમને દીઠા ને વિચાર્યું કે કોઈ મોટા માણસ છે પણ દુઃખના માર્યા ચાલ્યા આવે છે. એમ જાણી શેઠ ઊઠીને ઉભા થયા અને હાથ લાંબો કરીને મળ્યા; ઘરે તેડી ગયા અને ઘણી આગતા કરીને પાંચ સાત દીવસ રાખ્યા તેથી ભીમસેને કહ્યું કે અમને કોઈ જગ્યા આપો તો તેમાં રહેવાનું કરીએ. આથી શેઠે એક ઘર આપ્યું તેમાં જઈને રહ્યા. આમ ગાંઠનું ગરથ વટાવીને સુખમાં રહેવા લાગ્યા. બે ત્રણ વરસ વિત્યાં એટલે પાસેનું ધન ખુટી રહેવા આવ્યું. ત્યારે સ્રીને કહેવા લાગ્યો કે હું પરદેશ કમાવા જાઉં એમ સ્રી પાસેથી રજા માગી. શેઠને ઘરની વરધી અને સોંપણી કરીને એક વરસની મુદતે પરદેશ ચાલ્યો. કર્મ સંયોગે ભીમસેન જયાં જયાં ગયો ત્યાં કોઇ જગ્યોએ નોકરીનો જોગ બન્યો નહીં એમ ભમતાં વરસ એક વહી ગયું અને લુગડાં લત્તાં હથીઆર સર્વે વેચી ખાઈ દરિદ્રી થઇ પાછો એક વરસે ઘરે આવ્યો. તે વખતે મનમાં વિચાર્યું કે જો રાત પડે તો પાછો ઘરે જાઉં આ વખતે દીવસ બે ચાર ઘડી બાકી રહ્યો.

હતો તેથી તે ગાળીને રાત પહોર એક ગઇ ત્યારે ઘર
ના બારણે આવી ઉભો અને આ વખતે શોઆળો હો-
વાથી ઘરમાંથી દીકરો બોલ્યો કે અરે! મામને ટાઢ
વાય છે માટે વસ્ત્ર આપ ત્યારે તેની મા બોલી કે દીક-
રા તારો બાપ વરસને વાયદે બહાર દેશાવર કમાવાને
ગયા છે તે હવે આવશે કેમકે વરસ પુરૂં થવા આવ્યું
છે. જયારે આવશે ત્યારે તારે માટે તું કહીશ એવાં
નવલ વસ્ત્ર બનાવરાવીશું અને મને પણ ફાટી ગયાં છે
તે લઈશું. આ પ્રમાણે બોલીને દીકરાને છાનો રાખ્યો.
એ સાંભળી ભીમસેન વિચાર કરવા લાગ્યો કે સ્ત્રીના
મનમાં તો મનોર્થ ઘણા પ્રકારના છે અને મારી પાસે
તો ફુટી કોડી પણ હાલમાં નથી. માટે જો હું ઘર-
માં જઈશ તો એ સ્ત્રી હૈયું લઈને નકી મરી જશે તેથી
હવે તો પરદેશ ભલોને આપણે ભલા એમ વિચારીને ઘ-
રના બારણા ઉપરથીજ તે પાછો વળ્યો. તેવામાં પરદેશ
ફરતો સિદ્ધપુર નગરમાં આવી ચડયો ત્યાં ગામને પા-
દર એક મોટો વડ હતો ત્યાં આવીને બેઠો. આ વખતે
એક કાપડી પણ ત્યાં આવીને બેઠો. તેણે ભીમસેનને
દીલગીર દેખીને પુછયું કે દીલગીર કેમ છે ત્યારે
ભીમસેને પોતાની નિરધનતાનો સબબ જણાવ્યો તેથી
તે કાપડી બોલ્યો કે ચાલ તું મારી સાથે તારે જોઇ-
એ તેટલું ધન લઈજા. હવે ભીમસેન કાપડી સાથે

ચાલ્યો અને બેજણા પાધરા રોહીણાચળ પર્વત ઉપર ગયા. ત્યાંના રાજાને જઈને પગે લાગ્યા અને તેણે ઉતારો આપ્યો ત્યાં તેઓ ઉતર્યા. હવે એ ઠેકાણે એક ગજ પૃથ્વિ એક દીવસમાં ખોદવાથી પાંચ સાત રત્ન નીકળતાં તે એકઠાં કરતા જાય પણ સહુસહુના એકઠાં કરે એમ કરતાં છ માસ થયા ત્યારે કાપડીઓ બોલ્યો કે કેમ ભીમસેન તારી તૃષ્ણા હવે પુરી થઇ. તો કહે હા, તે વખતે ચોથો ભાગ રાજાને આપીને બીજા રત્નની ગાંઠડી કરીને બેઉ જણા ગળામાં ઘાલીને ચાલી નીકળ્યા. રસ્તામાં કાપડીઓ કહેવા લાગ્યો કે મારૂં ધન તું જાણે છે અને તારૂં ધન હું જાણું છું માટે અરથ છે તે અનરથનું મુળ છે માટે એક માર્ગે તું જા અને બીજે માર્ગે હું જાઉં. એમ કહી ભીમસેન એકલો જે માર્ગેથી આવ્યો હતો તેજ માર્ગે ચાલ્યો; અને ચાલતાં ચાલતાં કેટલાક દીવસે સિદ્ધપુરને પાદર વડ નીચે બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો. આરામ લેવાને માટે ગાંઠડી ગળામાંથી કાઢી મુખ આગળ મુકીને બેઠો એટલામાં એક વાંદરો આવ્યો તે ગાંઠડી લઇને દોડી ગયો, તેની પાછળ ભીમસેન ઘણોએ દોડયો પણ વાંદરો કાંઇ હાથ આવ્યો નહીં તેથી પાછો વડતળે આવીને રડતો બેઠો. તેવામાં એક કાપડી આવીને પાસે બેઠો તેણે ભીમસેનને પુછયું કે ભાઇ શા માટે તું રડે

છે તેથી ; ભીમસેને કહ્યું કે મેં ઘણું ધન ખોયું. ત્યારે કાપડી કહે તું ચાલ મારી સાથે હું તને રસકુંપીકાએ તેડી જાઊં. ભીમસેન બોલ્યો કે ચાલો. એક પછી એક ગામ મુકતા થોડે દીવસે રસંકુપીકાએ જઈ પહોં-ચ્યા અને ત્યાં માંચીએ બેસીને ભીમસેને માંહે ઉત-રીને તુંબડાં બે રસથી ભર્યાં અને બહાર નીકળ્યો. સહુ સહુના તુંબડાં લઇ ચાલ્યા. પાછા વળી તેજ વડે આવ્યા તે વખતે કાપડી ભીમસેનને કહે કે તું આ સિદ્ધપુર નગરમાં જઇને સુંદર ભોજન લઇ આવે તો આપણે એકઠા બેસી જમીને પછી ઘરે જઇએ. એક સોખંડનો ખીલો ઉભો કરીને તે રસ ચોપડી સુવર્ણમ-ય બનાવ્યો તે લઇને ભીમસેન ગામમાં ગયો અને ખીલો વટાવીને કંદોઈના હાટમાંથી સુભોજન તૈયાર કરાવી ટોપલો ભરાવી વડે લઇ આવ્યો ને જુએ છે તો કાપડી નહીંને તુંબડું પણ નહીં. ઘણાએ સાદ કર્યા પણ કોઇ જોવામાં આવ્યું નહીં ત્યારે ભીમસેન મહા દુખ ધરીને ભોજન મુકીને મરવા માટે વડે ચડયો અને સુંથણીનું નાડું કાઢીને એક છેડો વડની ડાળે બાંધ્યો; બીજો છેડો પોતાને ગળે બાંધ્યો એટલા-માં બે સાધુ મહીના એકના ઉપવાસી હતા તેમને આ-વતા દીઠા. તેમને દેખીને ઘણોજ રાજી થઈ ગયો અને તરતજ વિચાર કર્યો કે મેં પેલે ભવે કાંઈ દાન નથી

આપુ઼ં તો આ ભવે શું પામું. પણ આ ભવે જો કરૂં તો પામું માટે હેઠો ઉતર્યો અને સાધુની સન્મુખ જઈને પગે લાગી કહેવા લાગ્યો કે સ્વામી અહાર પાણી શુદ્ધ છે તેથી તેનો શુદ્ધ ભાવ જોઇને સાધુ ત્યાં આવ્યા અને ખપ જોગ અહાર પાણી વોરીને પાછા વળ્યા ત્યારે ભીમસેન ફરીને વડે ચડયો અને વડે ચઢીને આગળની માફક દોરડું પાછું ગળામાં નાખ્યું અને શરીર હેઠે લથડાવવા જાય છે તેવામાં વડમાંથી શબ્દ થયો કે માં, આથી આગળ પાછળ જોઇને પાછું શરીર મુકવા જાય છે એટલે તેવોજ શબ્દ થયો અને જોવાથી કોઈ ન દીઠું ત્યારે ત્રીજીવાર શરીર મુકવા જાય છે એટલામાં માં, માં, આ સાંભળી ભીમસેન બોલ્યો માં, માં, શું કહે છે જે હોય તે આગળ આવીને ઉભા રહો. તેથી ચકીતકુંડળાભરણ દેવતા આગળ આવી ઉભો રહ્યો. અરે! ભીમસેન માગમાગ માગે તે આપું. તેં સાધુને અહાર આપ્યા તેથી હું તારા ઉપર ત્રુશમાન થયો છું. ત્યારે ભીમસેન બોલ્યો કે માગ્યું આપોતો આ સિદ્ધપુર નગરનું રાજય, ગાંઠડી અને તુંબડી એ માગું છું. દેવતાએ કહ્યું કે જા, હવે આજથી રાજયતો સાતમે દીવસ મળશે; અને સાથે ગાંઠડી, તુંબડી, પણ પ્રાપ્ત થશે. આ વચન બોલ્યા પછી દેવ. ત્યાંથી અલોપ થઇ ગયો. ભીમસેન હેઠો ઉતર્યો તેવામાં તે

વાંદરો જે ગાંઠડી લઇ ગયો હતો તે પાછો આવીને ત્યાં નાખીને ચાલતો થયો તેથી ગાંઠડી તો તેને મળી આ દૈવનો કેવા પ્રકારનો પર્ચો કહીએ. વાહ! આ ધર્મ-ત્વનું ન્યુન કામ પણ માત્ર કેટલું પ્રબળ દેખાડે છે! સાધુ પુરૂષને ખવરાવવાનું આ તે કેવું મહાત્મ્ય કહેવાય!! આ બનાવ બન્યા પછી તરતજ પેલો કાપડી રસ્તે જતાં આંધલો થઇ ગયો અને તેના મનમાં મોટી શંકા ઊત્પન્ન થઇ આવી કે અરે! આ હરામની તુંબડી હું લઇ આવ્યો; તેજ બહુ અધર્મનું કામ થયું, તેથીજ હું આંધળો થયો. માટે ભીમસેન પાસે આવીને કહેવા લાગ્યો કે, આ બે તુમડાં તમે રાખો પણ મને દેખતો કરો. આ સાંભળી ભીમસેને પોતાનું તુમડું રાખીને તેનું પાછું આપીને રજા આપી. એટલામાં ભીમસેનને ૭ દીવસ તે વડ નીચે ચાલ્યા ગયા અને સાતમે દીવસે બનાવ એવો બન્યો કે તે સિદ્ધપુર નગરનો રાજા અરિમર્દન અપુત્ર મરીજવાથી રાજાની ગાદી ઉપર મુકરર કરવાને રીવાજ મુજબ પાંચ દીવાનો થાળ ગોઠવીને આરતી રૂપ કરીને હાથીની શુંઢમાં યુક્તિસર આપ્યા તેથી તે હાથી ગામ બાહાર તે વડ નીચે ભી-મસેનના માથા ઉપર તે થાળ ધરી ઉભો રહ્યો. આમ બે વખત બનાવ બન્યો તેથી ગાજતે વાગતે હાથીની પીઠ ઉપર સુવર્ણની અંબાડીમાં બીરાજીને શેહેરમાં ગયો

અને રાજ ગાદી ઉપર બેઠો. નગર લોકમાં ભીમસે-
નની આણ ફરી અને સર્વ તેનો અમલ જાણી તેના
કહેવા મુજબ કરવા લાગ્યા. તરતજ પોતાના પ્રધાનને
મોકલી વસંતપુરમાંથી પોતાની સ્ત્રી તથા પુત્રને ત્યાં
બોલાવી લીધાં તેમજ જીણદાસ કે જેણે તેને આશ્રય
આપી દુઃખમાંથી છોડવવાને મહેનત લીધી હતી તેને
પણ ત્યાં બોલાવીને સન્માનથી રાખ્યો. વળી લશ્ક-
રની સારી જમાવટ કરીને પોતાની બાપની રાજ્ય-
ધાની પણ જીતી લીધી અને સુખે દીવસ નિર્ગમન
કરી આખું આયુષ્ય શ્રાવક ધર્મની આમન્યા પાળીને
દેવગતીનો અધીકારી થયો તથા સ્વર્ગનું સુખ પામ્યો.
ઇતીદાન વિષે ભીમસેનની કથા સંપુર્ણઃ ॥

## ભકિત તીર્થ કરનાર દેવપાળની કથા.



વસંતપુર નગરમાં હરિક્ષેણ નામે રાજા રાજ્ય
કરતો હતો. તે નગરીમાં એક સુભદ્ર નામે વાણીઓ
વસતો હતો તેનો દેવપાળ નામે પુત્ર હતો. તે દેવપા-
ળના માતા પીતા મરણ પામ્યા તેથી દેવપાળનાનો
ઉમરનો હોવાથી તે નગરમાં જીણદાસ કરીને શેઠ રહે-
તો હતો તેમને ઘરે જઇને રહ્યો. દેવપાળ તે જીણદાસના
ઘરનાં ઢોર ચારવા જતો હતો; એવી રીતે ઘણા દહાડા
સુધી તે એ કામ કરતો હતો. નીત્યે ઢોર ચરાવતો,

ઢોરને બાંધતો છોડતો, ચારોપુળો નાખતો. એક સમયે અષાડ માસ હતો તેવામાં દેવપાળ ધણ લઇને વનમાં જવા નીકળ્યો હતો અને મધ્યાન થવા આવ્યો એટલામાં તે વનમાં એક તળાવ હતું તે તળાવ ઉપર ઢોરને ચરાવીને તળાવમાં પાણી પાવા લઈ ગયો. ત્યાં ઢોર પાણી પીને એક ઠેકાણે ઉભાં છે તથા પોતે પણ એક કોરે બેઠો છે. તેવામાં એક કેરડાના ઝાડ પાસે એક મસ્તક દીઠું તેથી મનમાં વિચાર્યું કે એ શું હશે! એમ અચરજ પામીને પાસે ગયો. હાથે કરીને રજ દુર કરીને જોયું તો શ્રી પાર્શ્વનાથજીની પ્રતીમા અખંડપણે જોઈ અને ઘણોજ આનંદ પામ્યો અને પરથાર કરીનેત્યાં તે મુર્તિને પધરાવી તથા એવો મનનો નિશ્ચય કીધો કે એ મુર્તિની મારે રોજ પુજા કરવી તે પછી અન્નાજ પાણી લેવું. ઢોર લઇ ઘેર આવ્યો અને વળી બીજે દીવસે જીનદાસની સ્ત્રીએ પ્રભાતને વખતે કહ્યું કે હે દેવપાળ તું શીરાવીને ઢોર ચારવા જાજે. આ ઉપરથી દેવપાળે કહ્યું કે હું શીરાવીશ નહીં. મારા પેટમાં દુઃખે છે તે માટે થેપલાં બાંધી આપો; તેથી બાઈએ થેપલાં બાંધી આપ્યાં. તે લઇ ઢોર હાંકીને તેજ તળાવે આવ્યો. ત્યાં આવીને દેવની પુજા કરી ફળફુલ ચડાવીને ધ્યાન કર્યું એ પ્રમાણે દીન પ્રત્યે કરે. એમ કરતાં કરતાં માસ

બે માસ થયા. તેવામાં ભાદરવાની મેઘની ઝડી થઈ આવી અને તેવામાં દેવપાળ ઘરથી રોજની પેઠે થેપલાં લઇને ઢોર હાંકી ચાલ્યો અને રસ્તે જતાં એક નદી આવતી ત્યાં પહોંચ્યો. જુએછે તો નદી બે કાંઠે વહે છે પણ ઉતરાય એવું કાંઇ બન્યું નહીં.

જલ દલ કાલે જલા પુર્ણા, દુસ્તરા કષી કરમણા ॥
શેષ કાલે ભવેત સુકા, સરીતા દુઃખ દાયની ॥

તે સમે સાંઝ સુધી ભુખ્યો તરશ્યો બેશી રહ્યો. સાંઝે થેપલાં કોઈ ભીખારીને આપીને ઘેર આવી સુઇ રહ્યો. શેઠાણી સુંદરીએ કહ્યું કે દેવપાળ વાળુ કરવાને ઉઠ ત્યારે કહ્યું કે મારૂં તો માથું દુખેછે અને મને ભુખ પણ લાગી નથી. એવી રીતે ત્રણ દીવસ સુધી જવાબ દેતો રહ્યો. દેવપાળને અઠમ ચોવીહારો થયો. હવે ચોથે દાહાડે થેપલાં લઇ ઢોર હાંકીને બહાર નીકળ્યો. જેવો નદીને કાંઠે આવ્યો અને જુએ છે તો નદીએ કાંઈક મારગ દીધો હોય એમ લાગ્યું તેથી ઢોર બીજા ગોવાળીઆઓને ભળાવીને પોતે નદી તરીને બીજે કાંઠે આવ્યો ત્યાંથી ચાલ્યો જાય છે તો આગળ મારગમાં સીંહ નવ હથો બેઠો દીઠો. તે દેખી મનમાં વિચાર્યું કે, હું ભગવંત દર્શન કરવાને જાઉં છું તેમાં આ વીઘન વચ્ચે આવ્યું તો તેથી બીક ન રાખતાં આગળ ચાલ્યો અને નિર્ભયતાથી

પ્રભુ પાર્શ્વનાથજી પાસે આવ્યો અને અનંત ભાવે કરી પુજા આદરી તેથી ભગવાન ખુશમાન થયા અને સિંહનું રૂપ પલટીને અધિષ્ઠાતા દેવતા ભગવાનના શરીરમાં સંક્રમીને કહેવા લાગ્યા કે, દેવપાળ માગ, તું માગે તે આપું. દેવપાળ ભક્તિ મનમાં લાવીને નિર્મળ મનથી બે હાથ જોડીને કહેવા લાગ્યો કે, સ્વામી તમારૂં દર્શન થયું તેથી હું સર્વત્ર પામ્યો હવે મારે માગવાપણું શું રહ્યું. તે વખતે ભગવાને કહ્યું આજથી દીન સાતમાં તું રાજય પામીશ ત્યારે દેવપાળ કહે સ્વામી આપનું વચન પ્રમાણઃએમ કહી દેવતા અલોપ થઇ ગયા. હવે દેવપાળ પણ દેવને પગે લાગી નદી પાછો ઉતરીને ઢોરમાં આવ્યો અને અઠમનું પારણું કરયું અને સાંઝ પડતાં ઢોર હાંકીને ઘરે આવ્યો. હવે જે દહાડે દેવપાળને દેવતાનું વરદાન મળ્યું હતું તેજ દીવસે તે નગરનો રાજા હરીક્ષેણ નામે હતો તે મૃત્યુ પામ્યો તે અપુત્ર હોવાથી પ્રધાન મંડળે રાજ રીત પ્રમાણે પંચ દીવ્ય પ્રગટાવીને ગામમાં ફેરવ્યા તે પાંચ દીવસ સુધી ફેરવતાં પણ કોઇના માથે ઢળ્યા નહીં તેથી છઠ્ઠે દીવસ તે ગામ બહાર નીકલ્યા તેની પાછળ રાજ લોક પણ નીકળ્યા. ફરતાં ફરતાં જયાં દેવપાળ તળાવની પાળ ઉપર એક ઝાડ હતું તેની નીચે સુતો હતો ત્યાં આ-

ળ્યા અને પ્રથમ હાથણીએ કળશ ઢાળ્યો અને પછી હાથીએ ઢાળ્યો અને ચમર નાખ્યા કીધું. ઘોડો તે જગ્યોએ હીહીકાર મચાવી રહ્યો અને છત્ર પણ તેનાજ શીરપર ધારણ થઇ ગયું અને પંચ શબ્દ વાજીત્ર નાદ ખુલ્લી ગયા. પ્રધાન મંડળ પ્રણામ કરવાને તૈયાર થયું એટલે મુખથી છેડો દુર કરતાં સકલ જન મંડળ તેને ઓળખીને આશ્ચર્ય પામ્યા. "આ તો દેવપાળછે તેને રાજ્ય શાનું હોય એ તો પંચદીવ્યની ભુલ થઇ ગઇ. ચાલો, આપણે પાછા જઈએ" એમ કહીને પાછા રાજ્યમાં ગયા અને ફરીને પંચદીવ્ય શૃંગાર સજાવ્યા. તો પણ ત્યાંજ જઇ અટક્યા અને ત્રીજીવાર પણ ત્યાંજ જઇને દેવપાળને નમ્યાં. આથી દેવપાળને રાજ્યનો માલીક સમજીને રાજગાદી ઉપર બેસાડી રાજા બનાવ્યો. જેને દેવ આપે તેને મનુષ્યથી શું કરી શકાય. હવે દેવપાળને રાજ્ય શૃંગાર પહેરાવ્યા અને આખા ગામમાં મોટા ઠાઠથી સ્વારી ફેરવી અને મહોત્સવ પ્રવર્તાવ્યો. મહા દાન દેતો રાજાધીરાજ દેવપાળ રાજ તીલકનું તેજ પામ્યો તેની આણદાણ ફરી. રાજ પુત્રી સાથે તેનું લગ્ન થયું. તેણે શ્રી પાર્શ્વનાથજીનો મહા પ્રસાદ કરાવ્યો અને ત્યાં શ્રી પાર્શ્વનાથજીની મુર્તિ પધરાવી. ઘણા સ્નાત્ર મહોત્સવ કર્યા. દેવપાળે પવિત્રતાથી શ્રા-

વ્રકવ્રત પાળીને દેવલોકનું સુખ પ્રાપ્ત કરયું. તેની પેઠે જે ભગવાનની પુજા કરે અને મનને કબજામાં રાખીને વ્રતની પુરી ભાવના ધરે તેજ આ ભવે અને પરભવે સુખી થાય.

## દાનવિષે મુળ દેવની કથા.



શ્રી કોસંબી નગરી નામે વિશાળ નગરમાં મહાવીર સેન નામે રાજા રાજ્ય કરતો હતો તેને વીરમતી નામે રાણી હતી અને તેઓને મુળદેવ નામે એક કુમાર હતો. વિદ્યા ભણી ગણીને તે જયારે તૈયાર થયો ત્યારે ભરપુર જોબન પામ્યો અને મહા દાનેશ્વરી થયો. બહુદાન આપવાની ટેવથી રાજય ભંડારમાં ખાડો પડવા લાગ્યો. આ વાત પ્રધાને રાજાને જણાવી તેથી રાજાને રીસ ચડીઅને પુત્રને બોલાવીને દેશવટો દીધો. તે કબુલ કરીને માતા પાસે આજ્ઞા માગવાને ગયો તે વખતે માતાના પ્યારની લાગણી ઉશ્કેરાઇ ગઇ અને આંખમાં પાણી આવ્યું પણ તેથી કાંઇ વળે તમ નહોતું એ જ્ઞાનથી તપાસ્યું અને પછી ચાર રત્ન આપીને મુળ દેવને તેની માતાએ કેટલીક શુભ શીખામણ આપીને રજા આપી. માર્ગે ચાલતાં ચાલતાં કેટલેક દીવસે પદ્મપુર નગરમાં તે આવી પહોંચ્યો ત્યાં લુહારની કોડ ઉપર ઘણના ધડાકા મા-

રવાને કામે લાગ્યો. સવાપહોર સુધી એ કામ કર્યું ત્યારે તે લુહારે તેને મહેનતનું વળતર સવાપાલી અડદ આપ્યા. તે લઇ તે કુંભારને ઘરે આવ્યો અને એક હાંડલી લીધી તે લઈને તળાવની પાળે ગયો ત્યાં જઇને અડદના બાકળા રાંધ્યા તે તૈયાર થયા તેવામાં એક સાધુ એક માસનો ઉપવાસી આવી ચડયો તે દેખી મુળદેવ સન્મુખ જઇ પગે લાગ્યો અને કહેવા લાગ્યો કે સ્વામી અન્ન પાણી લ્યો. શુદ્ધ છે. આથી સાધુ ત્યાં આવ્યા અને ઘણા ભાવથી મુળદેવે તે બાકળાં વહોરાવ્યા. એ સાધુના સાધન રૂપ દેવ મુળદેવને ત્રુશમાન થયા અને કહેવા લાગ્યા કે હું તને વરદાન આપું છું. એમ વરદાન આપી દેવતા પોતાને સ્થાનકે ગયા. હવે મુળદેવ સાંઝને વખતે તે તળાવની પાળે એક શ્રી શાંતીનાથજીનું દેવળ હતું ત્યાં જઇને સુઇ ગયો ત્યાં નિંદ્રામાં એક સ્વપ્નું આવ્યું તેમાં તેણે સોળે કળાએ પુર્ણ એવું ચંદ્રામૃત પીધુ. ત્યાં પાસેજ એક સાધુનો ચેલો સુતો હતો તેણે પણ એજ સ્વપ્ન દીઠું. એટલામાં સવાર થઈ ગઇ ત્યારે ચેલો પોતાના ગુરૂ પાસે જઈને સ્વપ્નનો વિચાર પુછવા લાગ્યો ત્યારે તે ગુરૂ કહેવા લાગ્યા કે તું રાબને છાશ આહાર પામેગા. સ્વપ્નનું ફળ સાંભળવીને ચેલો પાધરો ગામમાં ગયો તેવામાં કોઇબાઇ પાણી ભરવા જતી

હતી તેણે આ ચેલાને જોઇને વોરાવાનું મન થયું તેથી
તે ચેલાને ઘેર તેડી ગઇને રાબછાશ આપી. હવે મુલ-
દેવ પણ તેજ વખતે ગામમાંથી ફળ ફુલ લઇને પાધરો
વિશ્વંભર નામના એક પંડીતરાજને ત્યાં ગયો અને
તેના સન્મુખ ફળ ફુલ વગેરે મુકી પગે લાગ્યો અને
સ્વપ્નાનો વિચાર પ્રગટ કરીને તેનું ફળ પુછવા લાગ્યો
ત્યારે પંડીત કહે જો મારી પુત્રીને હાથે વરમાળતું
લે તોજ હું તને સ્વપ્નાનો વિચાર કહું. ત્યારે મુળદેવે
તેમને કહ્યું કે મહારાજ મારી નાત જાત તમે જાણ
તા નથી તો પુત્રી કેમ પરણવાને માટે કહો છો. ત્યારે
પંડીતે કહ્યું કે મેં તમારૂં મુખ જોઇનેજ સર્વ પરિક્ષા
કરી લીધી એટલે હવે તે વિષે કાંઇ પણ મારે વિચાર
કરવાનું રહ્યું નથી. માત્ર કહું છું કે તું મારી પુત્રી
વરમાળ આપે તે ગ્રહણ કર એ માગું છું. ત્યારે મુલ-
દેવ અણ બોલ્યો રહ્યો. તેથી પંડીતે પુત્રીને બોલાવીને
વરમાલ પેહરાવવાને આજ્ઞા આપી એટલે પુત્રીએ વર-
માલ મુલદેવરાજને આરોપણ કરી દીધી. પછી સ્વ-
પ્નનું ફળ પંડીતે નીરાંતે જણાવ્યું કે આજથી
છઠે દીવસે તું આ નગરીનો રાજા થઈશ આ વચન
પ્રમાણ કહીને ત્યાંથી તે રાજ કુમાર ઉઠયો અને જયાં
તે તલાવની પાળે જે દેવલમાં રાત્રીએ સુતો
હતો ત્યાં આવ્યો ત્યાં રહેતાં છ દીવસે નગરીનો રાજા

અપુત્ર મરણ પામવાથી રાજ તીલકનો અધીકારી ઠરા-
વવાને માટે પ્રધાન મંડલ અને શેઠશાહુકાર વગેરે મ-
હાજન મંડળે પંચદીવ્ય શણગાર્યા. તે પંચદીવ્ય ફર-
તાં ફરતાં તલાવની પાલે આવ્યા અને ત્યાં મુલદેવના
ઉપરજ કલશ ઢોળ્યા. પંચ શબ્દ વાજીત્ર વાગવા લા-
ગ્યાં ત્યારે મહાજન મંડલ આવીને પ્રણામ કરવા લા-
ગ્યા અને કહેવા લાગ્યા કે ઉઠો મહારાજ આપજ અ-
મારા રાજા થઇ ચુક્યા છો. એ સાંભલી રાજનીતિ
પ્રમાણે મુલદેવે પોતે ચાલવાની પોતાની શકિત જે
હતી તે પ્રમાણે વિવેક બતાવ્યો અને રાજયગાદીએ
આવીને બેઠો આણદાણ મુલદેવ રાજાધીરાજ મહા-
રાજની આખા દેશમાં ફરી ગઈ અને એકજ લગને એ-
ક રાજકુમારી તથા બીજી પંડીત કન્યાની સાથે મો-
ટી ધામ ધુમ કરીને પરણ્યો પછી સુખ શાંતિમાં ધ-
ર્મ ચરચામાં દાન દેવામાં અને દયાના તથા પરમાર્થના
ઉપયોગમાં પોતાનો જન્મારો સફલ કરતો હતો. હવે
પેલા ચેલાએ જે તેની સાથેજ સ્વપ્ન જોયું હતું તેણે
વિચાર્યું જે મુલદેવ તો રાજ પામ્યો માટે હું પણ તે-
વુંજ સ્વપ્ન ફરીથી જો દેખું તો રાજય પામું માટે
તેણે ઘણાઘણા પ્રયાસ કર્યા પણ તેથી કાંઈ વળ્યું નહીં
અને રખડી રખડીને આખો જન્મારો આશા અને
તૃષ્ણામાં ટલવલતાં ટલવલતાંજ ગુમાવી દીધો. પણ તે

સ્વપ્ન ફરીથી કદી ન દીઠું. તેમજ ગયો અવતાર મ- નુષ્યનો પણ સ્વપ્નની પેઠે પાછો કદી આવતો નથી માટે જે દુર્લભ દેહ પામીને સાચાં સાધન મેલવવાને ચુકે છે તે કેવી અજ્ઞાનતા કરે છે તે વિચારવું એ દ- રેક વાંચનારનું કામ છે. ઇતિઃ ॥ ॥ ॥

## દાનવિષે સધન શેઠની કથા.

શ્રી પાટલીપુત્ર નગરમાં વિશ્વકસેન નામે રાજા રાજય કરતો હતો તે નગરમાં સુધન શેઠ નામે એક શ્રાવક વસતો હતો અને તે ઘણોજ ધનવંત હતો. સં- સાર સુખમાં તેના દીવસ નિકલતા હતા. એક સમયે શ્રી ધર્મઘોષસુરી નામે મહા પુરૂષ તે નગરીમાં પધા- ર્યા, તેથી લોક તેમને વંદવાને ગયા અને તેમાં સુધન શેઠ પણ ગયા. તેવામાં ગુરૂ ઉપદેશ દેતાં એમ બોલ્યા કે:-"ગજાંત લક્ષ્મિ અને ધ્વજાંત પુન્ય." તે વાકયની ટીકા કરતાં અર્થ ઉઘાડો બતાવ્યો કે, અંગુષ્ટ પ્રમાણ દેહેરૂં કરાવી માથે ધજા ચડાવે એટલે પુન્યનો અંબાર થઇ જાય. એવા ગુરૂમુખથી વચન સાંભળીને સુધન શેઠ ઘેર આવ્યા અને વિચાર કરવા લાગ્યા કે આ ધન છે તે અસ્થિર છે.

"અસ્થિરં જીવિતં લોકે અસ્થિરે ધન યૌવને ॥
અસ્થિરા પુત્ર દારાશ્ચ ધર્મ કીર્તિ દયા સ્થિરં "॥

એમ મનમાં વિચારીને ઘણા સારા દીવસે દે-હેરાનું મુહુર્ત કર્યું અને ઘનુંજ મોટું સુંદર દેહેરૂં ક-રાવ્યું. ચણાવતાં ચણાવતાં ત્રણ ભાગનું દેહેરૂં ચ-ણાવ્યું અને ચોથા ભાગનું બાકી રહ્યું તેવામાં કાઇક પાપ ગૃહના જોગથી શેઠ નિર્ધન થઇ ગયા અને તેમનું બધું ધન દાળોવાટો થઇ ગયું. તેવામાં ઘરમાં એવું થયું કે:—

અન્નનાસ્તિ ઊદકંનાસ્તિ । નાસ્તિ માતા જુગંધરી ॥
સાકંતર લવણ નાસ્તિ । તંનાસ્તિ યદ ભુજતે ॥

ખરા અવસ્થા જબુન થઈ ત્યારે સુધન શેઠની સ્ત્રી સુધન શેઠ પ્રત્યે કહેવા લાગી કે સ્વામી તમે મારે પીયર જાઓ અને ત્યાંથી ધન લઇ આવો કે જેથી આપણાં છોકરાં સુખી થાય. ત્યારે શેઠ બોલ્યા કે, સ્ત્રી સંસારમાં સર્વે સ્વાર્થનાં સગાં છે. દોહલી વે-લાએ સગાં કને જવું તે પણ કાંઇ ઠીક કહેવાય નહીં. તે વખતે સ્ત્રી હઠ કરી રહી. એકવાર મારા ભાઈ કને જાઓ એમ જયારે સ્ત્રી ફરી ફરીને કહેવા લાગી ત્યારે સુધન શેઠ બોલ્યા કે ઠીક તેમ કરીશું. ભાતાને મા-ટે સાથવો પાલી એકનો કરીને તે ખડીઆમાં બાંધ્યો. શેઠ રાતઘડી બે રહી એટલે પંથે થયા. આગલ ચા-લતાં ચાલતાં શેઠે મનમાં વિચાર કર્યો કે ભાતું તો એક દીવસનું છે અને પંથ તો હજી ત્રણ દીવસનો

બાકી છે ત્યારે અઠમ પચખાણ કર્યો. અને ચોથે દી-
વસે સસરાના ગામ નજીક આ૦યો એટલામાં તેને વિ-
ચાર આ૦યો કે અડમનું પારણું કરીને જાઉં કારણ
કે સગાં વહાલાંમાં જઇને કરેલા વૃતનું ફલ બીજા
આપવું એ ઠીક નથી. આમ વિચાર કરીને તે એક
તલાવ ઉપર આ૦યો અને પાણી ગલીને સાથવો પ-
લાળ્યો તથા તેનો એક પીંડો કર્યો એટલામાં એક મા-
સો ઉપવાસી સાધુ આવતો દેખીને સન્મુખ જઇને
તેડી લા૦યો તે સાથવો સાધુને વોહોરા૦યો એટલે સા-
ધુ વોહોરીને ગયા. બાકી રહ્યો તેનું પોતે પારણું કર્યું
પછી તે સાસરે આ૦યો અને સહુ સગાં આવીને મ-
ળ્યાં. આગતા સ્વાગતા કરી અને ત્યાં બે ત્રણ દી-
વસ થયા ત્યારે દીકરા મલીને માને કહેવા લા૦યા કે
માતું કહે ત્યાં સુધન શેઠને આપીએ ત્યારે તેમની મા-
તાએ કહ્યું કે હું તમને વિચારીને સવારે જવાબ દઈ-
શ. આ સાંભલીને દીકરા પોતાને સ્થાનકે ગયા. ત્યારે
ડોસીએ ગોત્રજ આગળ જઈને ધુપ દીપ કરીને ક-
હ્યું કે "માતાજી તમે કહો તે જમાઇને આપીએ."
એમ કહીને આગળ સુતી તે વખતે અરધી રાતને
સમે ગોત્રજ આવીને કહે કે "તમારા જમાઈએ મા-
રગમાં પુન્ય ઉપાર્જન કર્યું છે તેમાંથી તમને ત્રીજો
ભાગ કે ચોથો ભાગ જો આપે તો તમે જે એ માગે

તે આપજો." એમ કહીને દેવી અલોપ થઇ ગઇ. બી-
જે દીવસે મધ્યાન સમયે જયારે બધા એકઠા થઈને
બેઠા છે તે વખતે સુધન શેઠ પ્રત્યે કહેવા લાગ્યાં કે
તમે માર્ગે આવતાં પુન્ય કીધું છે તેમાંથી અમને
જાણો તેટલું આપો અને તમારે પુરે તેટલું ધન મા-
ગી લ્યો. તે વખતે સુધન શેઠ કહે કે વિચાર કરીને
જવાબ દઈશ. એ વાત થયા પછી સહુ સહુને ઠેકાણે
ગયાં. અને સાંઝ પડી ગઈ. સહુ સહુને ઠેકાણે જઈને
સુતાં. આવખતે સુધન શેઠ મનમાં વિચાર કરવા
લાગ્યો કે મેં કેટલુંક ધર્મ પુન્ય કર્યું છે તે વેચીને ધ-
ન ગાંઠે બાંધવું તેના કરતાં એ ધન વગરજ ચલાવીશ.
એમ વિચાર કરીને પાછલી રાતે પોતાના લુગડાં પ-
હેરી ખડીઓ અને તુંબડું લઇ ચાલી નીકળ્યો.
મારગે જતાં અઠમ પચીશ ચાલ્યો અને ત્રીજે દીવસે
પોતાને ગામ આવ્યો. અને દીવસ બાકી બહુ હો-
વાથી નદીને કીનારે તે બેઠો. નદીમાંથી નીલી પીલી
કાંકરીઓ વીણવાને માંડી. તે દસ બાર શેર એકઠી
કરી લીધી, લઇને લુગડે બાંધી કોથવામાં નાખીને
રાત ચાર ઘડી ગઇ ત્યારે ઘેર આવ્યો. સ્ત્રી દેખી ઉઠી
ઉભી થઈ અને માથેથી ભાર લઈ લીધો તે કોઠામાં મુ-
કયો. તે વખતે શેઠ કહે કે ખાટલો ઢાળીદો. એટલે
સ્ત્રીએ ખાટલો ઢાળી દીધો અને શેઠ સુઇ ગયા તેથી

તરતજ નીંદ્રાવશ થઇ ગયા. તે વખતે સ્ત્રી મનમાં વિ-
ચાર કરવા લાગી કે આટલું ધન મારા ભાઈ વગર બી-
જું કોણ આપે. એમ વિચારીને એક રત્ન માંહેથી
વાણોતરને આપ્યું અને કહ્યું કે જા, એને ઘરાણે મુ-
કીને રૂપીઆ સો લઇ આવ તે મંગાવીં ને પછી પડ-
સુદી વગેરે સર્વે સામાન મંગાવ્યો અને રાંધવા પેઠી.
મનમાં વિચાર્યું કે ધણીને બે અઠમનું પારણું છે તે-
થી વેહેલી તૈયારી કરૂં તેવામાં શેઠ જાગી ઉઠયા અને
જુએ છે તો ઘરમાં સ્ત્રી મોટી ધામધુમ કરી રહીછે.
ત્યારે શેઠ કહે કે ભુંડી આ કરજ પછી કોણ ભરશે.
ત્યારે સ્ત્રી કહે કે, આટલું બધું ધન ખાતાં પણ જો-
કરજ થશે તો વળી બીજો ફેરો મારા ભાઈને ઘરજ
જો ત્યારે શેઠ કહે કે તે ધન અહીં લાવ્ય. ત્યારે ગાં-
ઠડી આણીને પાસે મુકી અને શેઠે જોઈતો એકલાં ર-
ત્ન ઝગ ઝળી રહ્યાંછે. ત્યારે શેઠ બોલ્યા કેઃ—હે સ્ત્રી
આ સર્વ દાનનો મહીમાછે. આ કાંઈ તારા ભાઇનો
ગુણ નથી પણ જે ખરી બીના હતી તે સ્ત્રીને કહી
સંભાળાવી. આગળનું દેહેરૂં જે અધુરૂં હતું તે પુરૂં
કરાવ્યું ધર્મ આરાધી સ્વર્ગના સુખનો અનુભવ કરવા-
ને વિચર્યા.



# શીયલવિષે સીતાની કથા.

અયોધ્યા નગરીમાં રાજા રામચંદ્ર રાજય કરતા હતા તેમને ઘરે સીતા નામે સ્ત્રી હતી તે મહા શીલવંતી હતી. સુખે રાજયના ભોગ વિલાસ કરતા હતા. એક સમયે રામચંદ્રજી રાતને વખતે નગર ચરચા જોવાને નીકળ્યા હતા તેવામાં ફરતા ફરતા ઘાંચી વાડમાં આવી ચડયા. ત્યાં એક ઘાંચીના ઘર પછવાડેથી જતા હતા એટલામાં તે ઘાંચીની સ્ત્રી રમવા માટે ગઇ હતી તે મોડી આવી તેથી ઘાંચી બોલ્યો કે તું આવડી મોડી રાત સુધી ક્યાં રહી હતી? તે સાંભળી સ્ત્રી બોલી સખીઓ સાથે રમતી હતી ત્યારે તે ઘાંચી બોલ્યો કે આજનો ગુનો તો માફ કરૂંછું. આજ પછી જો રાતે ઘર છોડીને બાહાર નીકળીશ તો ઘરમાં નહીં ઘાલું. આ ઉપરથી ઘાંચણ બોલી કે તમે જુઓને, સોતા બે મહીના તો રાવણને ત્યાં રહી આવી પછી પણ રામે રાખી કે નહીં. એ બોલ સાંભળીને ઘાંચી બોલ્યો કે, રામે રાખી પણ હું તો ન રાખું. એટલી વાતચીત કરીને બંને સુઇ ગયાં. આ સઘળી બીના રામચંદ્રજીએ બરાબર ધ્યાન લગાડીને સાંભળી હતી તેથી મનમાં ઘણોજ ખેદ ઉમજા થયો. પ્રભાતને સમયે સીતાજીએ પુછયું કે કહો સ્વામીનાથ આપ આજ ચીંતાતુર કે-

મછો. ત્યારે રામચંદ્રજી બોલ્યા કે હે સ્ત્રી, એ વાત કહેવા જેવી નથી. આથી સીતાજીએ કહ્યું કે, સ્વામી કહ્યા વિના મનનો આંબળો કેમ ભાંગશે. એ ઉપરથી રામચંદ્રજીએ રાતની સર્વે વાત કહી સંભળાવી, આટલી વાત સાંભળી સીતાજીના મનમાં આવ્યું કે અરર ! મને પણ એટલું કલંક ચડયું છે. હે સ્વામી મારૂં એ કલંક આપ ઊતરાવો. ત્યારે રામચંદ્રજીએ ધીજની સામગ્રી કરાવી. ત્રણસેં ગજની ખાઇ ખોદાવી તેમાં અગર ચંદનના લાકડાં ભરાવ્યાં અને ચારે તરફથી ધમણથી ધમાવીને લાલ ચોળ થયા પછી તેમાં મધ અને ઘી હોમાવ્યાં અને અગ્નિ ચારે તરફથી જ્યારે પરી પુર્ણ પ્રગટ થઈ ત્યારે સીતાજી નાહીને નવલ વસ્ત્ર પહેરી પરીવાર સહીત અગ્નિ પાસે આવીને હાથ જોડી અગ્નિ પ્રત્યેકહેકે યતઃકાવ્ય ॥

મનસી વચ સીકાયે । જાગરે સ્વપ્ર માર્ગે ॥
યદી મમ પતી ભાવો । રાઘવા દન્ય પુંસાં ॥
તહ દહસી । શરીરં માંકંપાવ કેદં ॥
વગતી સગતી ભાવો તુંહી સાક્ષી ત્રીલોકયે ॥

એટલું કહી નવકાર મંત્ર સમરીને અગ્નિમાં ઝંપલાવ્યું ત્યારે અગ્નિ મટી પાણીનો ઝરો બની ગયો તેથી પાણીમાં ઝીલી બહાર નીકળ્યાં અને મંગળીકના વાજીત્ર વાગ્યાં પછી વાજીત્ર વાજતે ઘેર આવ્યા. **ઈતિ.**

# શીયલ વિષે શ્રી શીલ સુંદરીની કથા.



શ્રી અવંતી નગરીમાં સુદર્શન નામે રાજા રાજ્ય કરતો હતો તેને મન કેશર નામે પ્રધાન હતો તે પ્રધાનના ઘરમાં શીલ સુંદરી નામે સ્ત્રી હતી તે મહા શીલવંતી હતી. એક સમય ઉપર પ્રધાન પોતાને ઘેર દેરાસર હોવાથી ત્યાં બેઠો બેઠો પુજા કરેછે. તેવે સમયે રાજાએ પ્રધાનને તેડવા મોકલ્યો તે વાલંદ પ્રધાનને પુજા કરતાં જોઇને પાછો વળ્યો. પાછો જઈને રાજા પ્રત્યે બોલ્યો કે મહારાજ પ્રધાનજીતો પુજા કરેછે. પણ એક કમળનું ફુલ પ્રધાનના દેરાસરમાં ઘણુંજ અનુપમ મેં જોયું. રાજા એ વાત મનમાં સમજી રહ્યો. તેવામાં પ્રધાન પણ આવ્યો એટલે રાજાએ કહ્યું કે અરે! પ્રધાનજી ઉત્તર દીશા તરફથી બુમ આવીછે માટે કટક તૈયાર કરો. તે વખતે પ્રધાને પરિયાણાં અને ભેર દેવરાવીને કટક એકઠું કર્યું. રાજા ચડી નીકળ્યો ત્યારે પ્રધાન પણ ઘરે આવીને સ્ત્રી કને રજા માગી દેહેરાસર સાથે લઈ રાજા ભેગો ગયો. આગળ જતાં દુશ્મન સાથે લડાઈ થઈ અને તેમાં પોતાનો નાદ જય કર્યો અને ઘેર આવવા લાગ્યા. માર્ગમાં આવતાં આવતાં એક સ્થાનકે ઉતારો કીધો ત્યાં પ્રધાન પુજા કરતો હતો તેજ સમયે વળી તેજ વાળંદ તેડવા આવ્યો

તેણે આગળની માફક આજ પણ કમળ દીઠું. અને તરતજ રાજા આગળ આવીને એ વાત કીધી એટલે રાજાને પણ એ વાત પાછી સાંભરી આવી એટલામાં પ્રધાન પણ પુજા કરીને રાજા પાસે આવ્યો અને પછી રાજાએ કહ્યું કે અરે! પ્રધાનજી, તમે એકલાજ જ્યારે અને ત્યારે કમલ ફુલને વાવરોછો પણ અમારા સુધી તે લાવતા નથી એ શું કેહવાય? ત્યારે પ્રધાન કહે મહારાજ તમને કોણે કહ્યું, ત્યારે રાજાએ કહ્યું કે વાળંદે આજ તમારા દેરાસરમાં કમળ દીઠું તેથી મને કહ્યું. આ સાંભળીને પ્રધાન બોલ્યો કે, મહરાજ એ કમળતો મારી સ્ત્રી તેના પીયરથી લાવી છે અને તે હું મારા દેરાસરમાં રાખું છુ. જ્યારે એ કમળ કરમાય ત્યારે જાણજો જે હું શીયળ ચુકી. એમ કહીને એ કમળ મારી પાસે રાખેલું છે. આ વાત રાજાએ માની નહીં. રાજાએ એ વાત ખરી ખાત્રી કરવાનો વિચાર કરીને પ્રધાનને ઉતારે જવાનો નિશ્ચય જણાવ્યો એટલે તેમાં પ્રધાન પણ ખુશીથી પધારો એમ બોલ્યો એટલે રાજા પ્રધાનને ઉતારે આવ્યા અને દેહેરાસર ઉઘડાવીને કમલ જોયું તેના ઉપર મહોર છાપ કરી અને પાછા પોતાને સ્થાનકે ગયા. હવે ફરીથી.સવારમાં રાજા પ્રધાનને ઉતારે આવ્યા અને કમળની ઉપર કરેલી મહોર છાપ જોઇતો કાંઇ દીઠી

નહીં અને કમળ પાછું હતું એવુંજ નવ પલ્લવ દીઠું. પ્રધાને તેની પુજા કીધી ત્યારે પછી પણ રાજાએ મહોર છાપ દીધી એમ ત્રણ દીવસ સુધી લાગઠ જોયું પણ કમળ નવપલ્લવ દીઠું તે દેખીને રાજા તેમા મનમાં મોટું વિસ્મય પામ્યો અને ઉતારે આવીને એક રજપુત મહા રૂપવાન વિક્રમસેન નામનો હતો તેને તેડાવ્યો અને કહ્યું કે અરે! વિક્રમસેન તું આપણા ગામ જઇને મન કેશર પ્રધાનની સ્ત્રી સાથે જો વિલાસ કરીને આવ તો હું તને ખુશી કરૂં. આથી તે રજપુત મનમાં ઘણોજ આનંદ પામ્યો. ચાલ્યાનો સામાન તૈયાર કરીને પ્રધાન પાસે રજા માગી ત્યારે પ્રધાને પણ કાગળ લખી આપ્યો અને તેમાં લખ્યુ કે વિક્રમસેન જે મુખથી કહેતે સાચું કરી માનજો એવો કાગળ લઇને ત્યાંથી અવિ છિન્ન પ્રયાણે અવંતી નગરીમાં આવ્યો. પાધરોજ પ્રધાનની ખડકીએ આવીને ઉતારો કર્યો. અને કાગળ જે તે લાવ્યો હતો તે ચાકરની મારફત પ્રધાનની સ્ત્રીને પહોંચડાવ્યો. તે વખતે તે કાગળ વાંચીને પ્રધાનની સ્ત્રીએ રજપુતની આગતા સ્વાગતા કરાવવા માંડી અને દાસી સાથે ભોજનની યુકિત કરાવી. હવે રજપુતે ઉત્તમ ઉત્તમ પ્રકારની વસ્તુઓ અને વસ્ત્રો તથા અલંકાર અને રસ ઉત્પન્ન કરે તેવી સુગંધમય કામ પ્રગટ કરે તેવી અ-

નેક ચીજો દાસી સાથે શીલ સુંદરીને મોકલાવી. વળી હાસ્યાસ્પદ એટલે મશ્કરી ઠઠ્ઠાના વચનો પણ કહેવરાવ્યાં. તેથી શીલ સુંદરી તેના મનનો જે કાંઇ ભાવ હતો તે જાણી ગઇ અને સાંઝને સમે તેડાવ્યો. ઉત્તમ ઓરડામાં ઢોલીઓ ઢળાવ્યો ત્યાં સુવાને મોકલ્યો ત્યાં પોતાની એક દાસીને પોતાનો સર્વ શણગાર સજાવીને મોકલી તે દેખીને વિક્રમસેન રાજી થયો અને હસતાં રમતાં પ્રભાત થઇ ગયો. તે રજપુતે રજા માગી અને ખડકીએ આવ્યો અને દાસી તરતજ શીલ સુંદરી પાસે ગઇ અને સર્વ હકીકત કહી સંભળાવી તેથી શીલ સુંદરીએ કાગળ લખીને પાછો પ્રત્યુત્તર દીધો. તે વિક્રમસેન પાછો રાજા પાસે આવ્યો અને રાજાને સર્વ હકીકત કહી એટલે રાજા રળિયાત થયો. હવે સવાર થઈ એટલે રાજા ઉતાવળો કમળ જોવાને માટે પ્રધાનને ઉતારે આવ્યો અને તેજ રજપુત કે જે કાગળનો જવાબ લાવ્યો હતો તે પણ સાથે ગયો. આ ઉપરથી કાગળ વાંચી પ્રધાન મનમાં શાંતા પામ્યો અને કાગળ રાજાને હાથમાં આપ્યો. તે તેણે વાંચ્યો. તે કાગળમાં એવું લખ્યું હતું કેઃ—

ઘર ભોજન નભયો । ગયો પાહુણો નભુખ્યો ॥
ચોપડતન કનભયો । ખાણુ મુખ ભયોન લુખો ॥
ઘાતન લગી સિકાર । તાક સિંહન શીર મુક્યો ॥
મૃગનલગો ઘાવ । બાણુ પારધીન ચુક્યો ॥

કહે દમંયનીય નારીસેં નીશભો ગવી । અવગુણછેઅરીષ્ટગુણ ॥
ઇણપર વિવિધ નવલ શું । ફુલે કમલ પાષાણપર ॥ ૧ ॥

એવો કાગળ વાંચી મનમાં વિસ્મય પામ્યા. રાજા ઘણીજ પ્રસંશાકરીને પોતાને સ્થાનકે ગયા. કેટલેક દીવસે રાજા અને પ્રધાન પોતાની નગરીમાં આવ્યા. મંગળ વાજીત્રો વાગ્યાં અને મહોત્સવ થઇ રહયો. સર્વ નગરના લોક અને તાબાના માણસોને મળ્યા અને તેઓ રાજા તથા પ્રધાનને જીત કરીને આવેલા જાણી આનંદ અને ઉત્સાહથી તેમના ભણી ઈશ્વકૃપાનુંકંપાની ઇચ્છા માગતા હતા. એક સમયે રાજાએ પાલખી મોકલી શીલ સુંદરીને તેડાવી અને ઘણોજ ઉત્સવ મનમાં આણીને આદર સતકાર કર્યું. સાસર વાસો કરીને તેને ઘરે પહોંચાડી. એવી રીતે શીયળનો મહીમા જગત શીળ સુંદરી વિસ્તાર પામ્યો. ઈતિ:

## તપ વિષે ઢંઢણ કુમારની કથા



પુરી અફલી અચ્ચીય ઘરંમી, તન્હા સુહાસમાણું બધ્ધા ;
ઢંઢેણ તહા વિશુધ્ધા, વિશુધ્ધા જાહા સફલીઆ જાયા ;

સૌરષ્ઠ દેશમાં દ્વારિકાં નગરીમાં શ્રી કૃષ્ણવાસુદેવ રાજ્ય કરતા હતા તેમને ત્યાં ઢંઢણા નામે રાણીને ઢંઢણ નામે કુંવર થયો. તે ઢંઢણ કુમાર ભણ્યા ગણ્યા તથા પરણાવ્યા અને એમ એક પછી એક તે॰ સંસાર સુખ ભોગ વિલાસ કરવા લાગ્યા. એવામાં એક સમયે

ભગવાન શ્રી નેમનાથ અઢાર હજાર સાધુની સાથે આ-વ્યા. આ વખતે પ્રભાત થયો હતો. આ વખતે વા-સુદેવ વગેરે બીજાઓ પણ વંદવાને આવ્યા. ત્યાં સૌયે બેસીને ઉપદેશ ધર્મ ઉપદેશ સાંભળ્યો.

સમ્યકસુખકારકં, વરતરં સામાયક પોષધં ;
દાનશીલ મુદાર કર્મ્મહર્ણું, સુદ્ધંતપો ભાવનં ;
પંચાનુવૃત પાલકં કુરૂસદા, ક્રોધંચમા ન્યંતજતમાઆલો ;
ભમયંચ દોષ જનનં, મોક્ષસ્યવાંછાજદી ;

એવો ભગવાનનો ઉપદેશ સાંભળીને વૈરાગ્ય પા-મ્યો. સર્વ પરીવારની રજા લઇને શ્રીનેમનાથજીની પાસે દીક્ષા લીધી. પંચ મહા વૃત અંગીરકાર કરી બહાર દેશાવર ખાતે વીચર્યા. પણ એ ઢંઢણ કુમારને પુર્વભવે અંતરાય કર્મ ઉપાસના થએલો હોવાથી કોઇ પણ ઠેકાણેથી શુદ્ધ અહાર સુઝતો ન મળતો. એમ કરતાં કરતાં છ માસી તપ થયો. હવે એક વખતે ભગ-વાન શ્રી નેમનાથજી ફરીને ત્યાં દ્વારકામાં પધાર્યા અને તેજ વખતે શ્રી ઢંઢણ કુમાર ભગવાનની આશા મા-ગીને દ્વારકા નગરીમાં વહોરવાને પધાર્યા છે. તેમને કેડે કૃષ્ણવાસુદેવ ભગવાન પણ વંદવા આવ્યા. ત્યારે પુછ્યું કે કહો સ્વામી આજ આ અઢાર હજાર સાધુ-ઓમાં ઊગ્ર તપસ્વી કોણછે ત્યારે ભગવાન શ્રી નેમનાથ પોતાના શ્રી મુખથી કહેવા લાગ્યા કે ઢંઢણ તપસ્વી સ-

ર્વેમાં મહાતપસ્વિ છે. એવાં વચન સાંભળીને કૃષ્ણ વાસુદેવ ઘણોજ હર્ષ પામ્યા. ત્યારે વળી પુછયું કે તે ઢંઢણ સાધુ ક્યાં છે. ત્યારે ભગવાન કહેકે દ્વારિકાં નગરીને વિષે તે વહોરવા ગયાછે. એ સાંભળી કૃષ્ણ વાસુદેવ ભગવાનને વંદી ઘરે આવ્યા તેવેજ સમે માર્ગમાં આવતા ચૌવટાવચ્ચે ઢંઢણને મળ્યા અને આકારે તથા અણુસારે ઓળખ્યા. ત્યારે કૃષ્ણ હાથીથી હેઠા ઉતરી ત્રણ પ્રદક્ષીણા કરી સાધુને પગે લાગી તે ઘરે પોહોંચ્યા. તેવે સમે એક સુભદ્ર નામે શેઠ પોતાના મેડા ઉપર ગોખમાં બેઠો હતો તેણે તે સર્વ હકીકત બની તે નજરે જોઇ, તે મનમાં વિચારવાને લાગ્યો કે રાજાએ પોતે હાથીથી હેઠા ઊતરીને સાધુને પગે લાગીને તેનું સન્માન કર્યું તેથી સિદ્ધ થાયછે કે તે કોઇ મોટો મહા પુરૂષ છે. આવો વિચાર કરીને તે શેઠ ગોખથી હેઠો ઉતર્યો અને ઢંઢણ કુંવરને પગે લાગીને કહેવા લાગ્યો કે સ્વામી વોહેરવા પધારો. એમ કહી ઘરે તેડી લાવી સિંહ કેસરીઆ મોદક શુધ વોહોરીને સમોસરણમાં આવ્યા અને ભગવાનની પાસે આવીને ગોચરી આલોવે ત્યારે ભગવાન ઢંઢણ પ્રત્યે કહેવા લાગ્યા કેઃ—

કૃષ્ણસ્ય લબ્ધી નહો ઢંઢણસ્ય,

એ અહાર કરવો એ તમને ઘટીત નથી. એ અહાર કૃષ્ણની લબ્ધીનો પણ તમારી લબ્ધીનો નહીં. તે વખતે ભગવાને પુર્વની સર્વ હકીકત

કહી સંભળાવી અને જણાવ્યું કે તમને કૃષ્ણે વાંધા અને સુભદ્ર શેઠે વોહરાવ્યા. તે સાંભળીને ઢંઢણ કુમાર મનમાં વિચાર કરવા લાગ્યો કે ધન્ય છે વિતરાગનું જ્ઞાન. ક્યાં મને વોહોરાવ્યું અને ક્યાં મને બેઠા જોયો. આથી મનમાં પવિત્ર ભાવ ઉપન્ન થયો અને પુછયું કે કહો સ્વામી આ મોદકને શું કરૂં, ત્યારે ભગવાન બોલ્યા કે એ કુંભશાળામાં જઈને મુકો. એ વચન પ્રમાણે કુંભશાળે પહોંચ્યા અને ત્યાં લાડવા ચુરતે કેવળ જ્ઞાન પામ્યા. ત્યાં સઘળા દેવતા આવ્યા કેવળીનો મહોત્સ કર્યો અને ત્યાંથી સમોસરણે આવીને ભગવાનને નમસ્કાર કરીને કેવળીની સભામાં બેઠા-દીઠા. તેને કેવળીની સભામાં જોઇને ભગવાનને પુછયું તેથી ભગવાન કહેવા લાગ્યા કે ઢંઢણ તો કેવળી થયા. આગલની સર્વ હકીકત કહી ત્યારે કૃષ્ણે કહ્યું કે કહો સ્વામી એવડાં અંતરાય કર્મશાં બાંધ્યાં હતાં ત્યારે ભગવાન કહે કૃષ્ણ સાભળઃ—એક વટપલ્લી નામે ગામછે તે ગામમાં એક સુર નામે કણબી રહેતો હતો તે પાંચસે સાંતીડાંનો જમીનદાર હતો. ત્યાં એવી રીત ચાલતી હતી કે એક દીવસ ઉનાળામાં જઇને જમીન ખેડી આવતા અને વરસાદના દીવસોમાં જઈને વાવીઆવતા. એક સમયે વરષા રૂતુમાં તે પાંચસે સાંતીડાં પટેલને ખેતરે વાવવા આવ્યા તે વખતે મધ્યા-

ન સમયે અન્ન પાણી અને ચાર પુળા ગાડાં ભરી ખેતરને છેડે લાવીને છોડયાં અને સાંતીડાં પણ છોડવાંને માંડયા ત્યારે શુરપટેલ બોલ્યા એક ચાસ ફેરવી આવો પછી છોડજો ત્યારે તેઓએ પટેલનું વચન પ્રમાણ રાખીને સાંતીડાં પાછાં વાળ્યાં. તે વખતે સહુના જીવને કલ્પના ઉપજી તેથી સુર પટેલે અંતરાય કર્મનો બંધ બાંધ્યો. પછી સાધુ સંજોગથી ચારિત્ર લીધો સંજમ પાળી દેવ લોકે પહોંચ્યો. ત્યાંથી સીચવી, તમારે કુળે આવી ઉપજ્યા. એ ઢંઢણ સાધુનો પુર્વ ભવ સાંભળીને સહુ કોઇ મનમાં વિસ્મય પામ્યા તે માટે અતી ઉગ્ર તપશ્યાએ કરી અંતરાય કર્મનીવાર્યું. ઇતિ.

## તપ વિષે અર્જુન માલીની કથા.



મગધ દેશમાં રાજ ગ્રહી નગરીમાં શ્રી શ્રેણીક રાજા રાજય કરતો હતો અભય કુમાર તેનો મંત્રશ્વર હતો. તે નગરમાં એક અર્જુન માલી રહેતો અને તેને શીવનંદા નામે સ્ત્રી હતી. તે માલી અહોનીશ વાડીમાં રહેતો હતો રોજ મધ્યાન સમયે શીવનંદા ભોજન લઈ વાડીમાં જતી. તે વાડીની પાસે તંદુક નામે જક્ષનું દેહેરૂં હતું. તેની પુજા કર્યા વિના અર્જુન માલી મુખમાં અન્ન પાણી લેતો નહીં. એમ કરતાં કરતાં કેટલોક કાળ વીતી ગયો. એક દીવસે તે શીવનંદા

ભોજન આપીને પાછી વળી અને તંદુક જક્ષના દેરા પાસે થઈને ઘરે જતી હતી એટલામાં તે દેહેરામાં ૭ માણસ મહા દુર્વ્યસની હતા તે બેઠા બેઠા દારૂ પીતા હતા. તેમણે શીવનંદાને પકડીને દેહેરામાં લીધી અને ખરાબ નીતીએ ચાલવા લાગ્યા તેથી શીવનંદા બોલી કે અરે! પાપીઓ તમે મને મુકીદ્યો કારણ કે મારો ધણી હમણાં આ દેહેરામાં પુજા કરવાને આવશે માટે મને મારે રસ્તે જવાદ્યો નહીં તો તમે માર્યા જશો. આથી એ ચંડાળ પુરૂષોને વધારે તાન આવ્યું અને બોલ્યા કે અમને રાજા પણ કાંઈ કરી શકતો નથી તો એ માળી બીચારો શું કરવાનો હતો. એટલામાં અર્જુન માલી ત્યાં પુજાનો સર્વ સામાન લઈને આવી ચડયો, તેણે આ દેખાવ જોઇને કહ્યું કે ફીટકાર છે ચાંડાળો તમારાં જીવતરમાં; તમે આં શું કર્મ કરોછો. આ સાંભળીને પેલાં દુષ્ટ પુરૂષોએ મળીને માળીને બાંધો અને દેહેરામાં નાંખ્યો. સર્વે એ મળીને તેની નજર આગળ શીવનંદાની સાથે વિલાસ કર્યો. આ વખતે અર્જુન માલી મનમાં વિચાર કરવા લાગ્યો કે ફીટ તંદુકજક્ષા તારી સેવામાં કે આજ સાત પેઢીથી તને પુજીએ છીએ પણ તારામાં દેવપણું કાંઇ દેખાતું નથી. નહી તો તું કેમ કામ ન આવે. આટલા બોલ બોલતાંમાં તરતજ તંદુકજક્ષ તેના શરીરમાં પ્રવેશ થઇને

તે ઉભો થયો એટલે સઘલા બંધ છુટી ગયા. તેણે મોઘરી લઈને સર્વ દુષ્ટ દુર્વ્યસનીઓને તથા પોતાની પતીત થ-ઈ ગએલી સ્ત્રીને મારી નાખ્યાં અને વિકાળ થઇને ફ-રવા લાગ્યો અને એ દીવસથી સવાપહોર દીવસ ચડે ત્યાં સુધીમાં જે કોઈએ રસ્તેથી નીકળે તે-ને મારી નાંખે અને બાકી આખો દહાડે તેજ-ક્ષને દેહેરે પડી રહી પોતાના દીવસ ગુજારતો હતો તેના ભયથી તે રસ્તો બંધ થઇ ગયો. એમ કરતાં છ મહીના વહી ગયા એટલામાં ભગવાન શ્રી મહાવીર દેવ કેવળ જ્ઞાની ગામેગામ વિહાર કરતા શ્રી રાજ-ગ્રહી નગરીમાં સમોસર્યા. પણ અર્જુન માલીની બીક-થી નગરના લોક કોઇ તેમને દર્શને આવી શકયું નહીં. આ વખતે સુદર્શન શેઠે સાંભળ્યું કે શ્રી મહાવીર સ્વામી સમોસર્યા છે તેથી તે સામો જઇને તેમને વાંદવાના નીમીતે ઘરથી નીકળ્યો પણ દરવાજે આ-વેતો તે તરફનો દરવાજો તો છ મહીનાથી બંધજ કરેલો હતો તે દરવાન કેમે કર્યો ઉઘાડે નહી અને કહે કે રાજાનો હુકમ લાવો તો દરવાજો ઉઘાડું. આથી સુદર્શન શેઠ દરબારમાં જઈને ચીઠી લઇ આવ્યા અને સીપાઈને આપી એટલે દરવાજા ઉઘાડી દીધો અને શેઠ બહાર નીકળ્યા. તેવામાં અર્જુન માલી સામો આવ્યો તે જોઇ શેઠે સાગરીક અણસણ કરીને

ચાલવા માંડયું એટલામાં અર્જુન માલીએ વજ ઉ-
ગામ્યું. ઉગમતાં તે ધરતી ઉપર પડી ગયો અને
અચેત થઇ યચો તેથી તંદુકનો વાસો તેના શરીરમાંથી
નીકળી ગયો અને અર્જુન માલી ઉઠીને ઉભો થયો.
શેઠને પગે લાગ્યો ને પુછયું કે તમે કયાં જાઓછો ત્યારે
શેઠ કહે કે હું શ્રી મહા વીર સ્વામી ભગવાનને વં-
દવાને જાઉછું આથી અર્જુન કહે કે હું પણ આવીશ.
શેઠ અને અર્જુન બેજણ સમોસણે આવ્યા તથા ધ-
ર્મોપદેશ સાંભળ્યો. આથી અર્જુન માલીને બોધ લા-
ગ્યો અને ધર્મ ભાવ પ્રગટતાંજ તેણે દીક્ષા લીધી. દીક્ષા
લઇને તે બોલ્યો કે સ્વામી મેં ઘણાજ કઠોર કર્મો
કર્યાં છે તે હું કેમ છુટું. આ સાંભળીને શ્રી ભગ-
વાન બોલ્યાઃ—આ નગરની બહાર ચારે કોર ફરતા
કાઉસગ કરો. પછી તેવી રીતે તેણે કર્યું. તેમ કર-
વામાં બહાર આવતાં જતાં લોકો તેને ઉપદ્રવ કરતા
હતા તથા ક્રોધ ચડે તેવાં વચન કહેતા હતા તે સર્વ તે
સાધુવૃતીથી સહન કરતો હતો એમ સાધુપણો ત-
પશાકરતા-કેવલ જ્ઞાની થઇ મોક્ષે ગયો. એવી રીતે જે
વરત ધારણ કરશે તથા એક મને તપશા કરશે તે જૈન
ધર્મનાં પ્રભાવે મોક્ષ સુખ પામશે.

# સિદ્ધાંતની ધારણા ઉપર રોહણીઆ ચોરની કથા.

શ્રી મગધ દેશને વિષે રાજગ્રહી નામે નગરી હતી શ્રેણી નામે રાજા ત્યાં રાજ્ય કરતો હતો અને તેને અભય કુમાર નામે મંત્રશ્વર હતો. એક વખત રાજા શ્રેણીકના આગળ નગર લોકની ફરિયાદ આવી તેથી શ્રેણીકે પુછ્યું કે શી ફરીયાદ છે તે મને જણાવો ત્યારે મહાજન લોક બોલ્યા કે મહારાજ ચોર ઘર ફાડી લઇ જાય છે માટે આપ ચોરને ઝાલો નહીં તો અમને રજા આપો એટલે અમે તમારૂં ગામ છોડીને કોઇ બીજે ગામે જઇએ. આથી રાજાએ પ્રજાને સન્માન દઈને સમજાવી પાછી વાળી અને તરતજ રાજાએ બીડું ફેરવ્યું આખી કચેરીમાંથી તે બીડું કોઇએ હાથ ધરવાને હીમત ધરી નહીં ત્યારે છેવટ અભય કુમાર મંત્રીશ્વરે તે બીડું લીધું અને તે ચોરની ભાવ લેવાને સાત દીવસની અવધી લીધી. એ પછી સર્વ કચેરી મંડળ પોતાને સ્થાન કે ગયું હવે સાતમા દીવસે અભય કુમાર ગામ બહાર ભગવાન શ્રી મહાવીરને દેહેરે દર્શન કરવાને જતો હતો તેવામાં વિભારગીર પર્વતથી ચાલ્યો ચાલ્યો રોહણીઓ ચોર આવતો હતો તે બત્રીસ લક્ષણવાળો

હતો તેણે સામો અભય કુમારને આવતો દીઠો. તે દે-
ખી પાધરો દેહેરામાં પેઠો. મોટા સાદે કરીને ભગવાન
આગળ સ્તુતી કરવા લાગ્યો. આથી અભય કુમાર
પણ મનમાં વિચાર કરવા લાગ્યો કે એ શ્રાવકતો લા-
ગતો નથી પણ મને આવતો જોઇને શ્રાવકપણું કરેછે
એમ જાણીને અભય કુમાર ભગવંત આગળ જઈને
ચૈત્ય વંદન કરીને પછી પોતાનો હાથ લંબાવ્યો એટ-
લે તે રોહણીઓ બોલ્યો કે સ્વામી દેહેરાની બહાર
આપણો મેળાપ કરીશું પછી બહાર નીકળ્યા અને
માંહોમાંહે મળ્યા અને ત્યારે અભય કમારે પુછ્યું કે
આજ ક્યાંથી આવ્યા. ત્યારે રોહણીઆએ જવાબ
આપવા માંડયો અને બોલ્યો કે પટણા શહેરથી અહીં
ધંધારોજગારને અર્થે આવ્યા છીએ, આથી અભય કુ-
માર કહે આજ આપણે ઘેર જમવા ચાલો તેથી રોહ-
ણીઓ બોલ્યો કે વારૂ તો ચાલો એ પ્રમાણે બે જ-
ણાએ ત્યાંથી ચાલવા માંડયું. માર્ગે જતાં રોહણીઆ-
એ વિચાર્યું કે મારાં તો બે કામ થશે એક તો જમવાનું
અને એક તો જોવાનું, એમ વિચાર કરતાં ઘરે આ-
વ્યા. ત્યાં જઇને નાહ્યા તથા દેવ પુજા કરી અને પછી
જમવાની જગ્યોએ ગયા. ત્યાં બનેને માટે સરખા બા-
જોઠ મુકયા હતા અને સર્વ ચીજો બનેને સરખીજ
પીરસી હતી તે ભોજન કરવા પછી ભાત આવ્યા તે

પણ બેઉને સરખાજ પીરસ્યા. પછી પ્રધાનને એક વાટકો ભરીને દહીંનો આપ્યા અને રોહણીઆને એક વાટકામાં ચંદ્રહાસ નામની મદીરા જે જોવામો દહીં સરખી હોય છે તે ભરીને મુકી. આથી ખાતાંખાતાં તેને મદરાની છાક ચડી તેથી હાથ અને મોઢું એઠાં હતાં તે ચોખ્ખાં કરીને ત્યાંથી એક ઓરડો સણગારી મુક્યો હતો તેમાં ઢોલીઓ ઢાળેલો તૈયાર હોવાથી તે ઉપર સુતો. વળી સોળ સ્ત્રીઓ અને તેની સોળ સાહેલીઓ શણગારીને તે ઓરડામાં તૈયાર રાખેલીઓ હતી અને તેઓ બધી ચાર ચારના અનુક્રમે ચાર ખુણામાં ઉભી રાખેલી હતી. જ્યારે કેટલાક વખત પછી મદીરાની છાક ઉતરી તે વખત રોહણીઓ ઉઠયો અને બેઠો થયો આ વખત પુરેપુરા બાર વાગ્યા હતા. આ વખત એકી સાથે સોળે જણીઓ બોલી ઉઠી કે, જયજય નંદા જય જય ભદ્રાસ્વામી તમે શું શું પુન્ય કર્યા છે કે અહીં આવી અવતર્યા. એવી રીતે એકવાર બે વાર કહ્યું ત્યારે રોહીણીઓ મનમાં વિચારે છે.

કોઈ એક વખતે પુર્વે રોહણીઓ ચોરી કરવા નીકળ્યો હતો ત્યાં માર્ગમાં જતાં ભગવાનનું સમોસરણ દીઠું અને કાનમાં આંગળી ઘાલી હતી તેનું કારણ એ કે અસલ એની માયે વાર્યો હતો કે દીકરા ભગવાન શ્રી મહાવીરના કવન જોતારા કાનમાં પડશે તો

તારી વિદ્યા, અદ્રીશ્ર કરણી, બીજીતાળો ઊઘ ઘાટણી, ત્રીજી અવસ્યખેણી, ચોતા પાતાળની અંદરનું ધન દેખાય, તે સર્વ ખોટી થશે એવો ભય લગાડયો હોવાથી કાનમાં આંગળી ઘાલીને ચાલ્યો જતો હતો તેવામાં પગમાં કાંટો ભાગ્યો તેથી કાનમાંથી આંગળી કાઢીને કાટો કાઢયો તે વેળા ભગવાને એક ગાથા ઉચરીઃ—

અણુમસ્ય નયણામણ કજ સાહણા ।
પુફ્દામ અમળાણા ચતુરં ગુલેણ મુમં ।
ન છબંતી સુરા જિણા બંતી ॥ ૧ ॥

એ ગાથા સાંભળી અને અર્થ વિચાર્યો કેઃ—દેવતાને આંખ મટકો નહીં અને મનમાં ધારે તે કામ જલદીથી થઈ જાય. ફુલની માળ કરમાએ નહી અને દેવતા ધરતીથી ચાર આંગળ ઉંચાજ રહે પણ પગ ધરતી એ છબે નહીં. એવાં વચન ભગવાનના છે તો તેમાંનું એક લક્ષણ અહીં જોવામાં તો આવતુંજ નથી તેથી એમ લાગે છે કે અભય કુમારનો આ સર્વ પ્રપંચ છે. એમ મનમાં વિચારીને અભય કુમારને બુમ મારી તે વખતે અભય કુમાર પણ તે જગોએથી થોડેજ દુર બેઠો હતો તે આવી ઉભા રહ્યો તે વખતે રોહણીઓ ઉઠીને ઉભો થયો અને માંહોમાંહે મળીને પાછા ઢોલીઆ ઉપર જઇને બેઠા તેજ વખતે રોહણીઓ અભય કુમારને કહેવા લાગ્યો કે ધન્ય છે ત-

મારી બુદ્ધિને અને એ સંભળીને પ્રધાન પણ કહેવા લાગ્યે કે ધન્ય છે રોહણી આ તારી બુદ્ધિને પણ ધન્ય ! મેં આટલા ઉપાય કર્યા પણ તું છેતારાયો નહીં. ત્યારે છેવટે રોહણીઓ બોલ્યો કે ધ ય છે ભગવાનની વાણીને કે જેના પ્રભાવ વડે હું તર્યો. એ પછી રો-હણીએ પોતાનો અંતઃકરણને ખરો વિચાર અભય કુમારને જણાવીને કહ્યું કે હવે હું તો ભગવાન પાસે ચારિત્ર લઇશ માટે મારી માતા જે વીભાર ગીરમાં છે તેની જો તમે શેવા કરો તો હું દીક્ષા લઉં. આ સાં-ભળી અભય કુમારે તે સર્વની કબુલાત આપી. અ-ભય કુમારે રાજા શ્રેણીકને આ બધો વિચાર જણાવ્યો. એવા સમયમાં ભગવાન શ્રી મહા વીર દેવ આવી સમો સર્યા. તે વખતે રાજા તથા અભય કુમાને રો-હણીઆનો દીક્ષા મહાત્સવ કરવા મંડયો. ભગવાન પાસે આવી તેમને વાંદીને રોહણીએ દીક્ષા લીધી. રાજા શ્રેણીક તથા અભય કુમાર બને વૈભાર ગીરીમાં આવ્યા અને ત્યાં આવીને રોહણીઆએ લીધેલું ધન જેનું જેનું હતું તેમને ઓળખી ઓળખીને પાછું આપ્યું અને બાકી રહ્યું તે ભંડારમાં નાખ્યું. રોહ-ણીઆની વૃદ્ધ માતાને તેના પુત્ર વિષે સારા સમાચાર આપ્યા અને તેને લઇ જઈને પોતાના દરબારમાં રાખી આથી સમજાશે કે રોહણીઓ સમજ પાળી

એક અવતારી થયો. માત્ર એકજ ગાથા સાંભળી હતી તો તેના પ્રભાવેજતે તરી પાર ઉતરી ગયો. તે માટે ઉપરની વાતથી વાંચનારે એટલુંજ સમજવું કે તેણે ગાથા ધારી હતી તો તેને આધારે તે પાર પામ્યો તે માટે જે ભાવ સહીત સુત્ર સાંભલે અને ધારે તે સુખે સંસાર તરે એ નિશ્ચય સમજવું.

## મૃગલાની કથા. ॥



શ્રી વસંતપુર નગરને વિષે અરીમર્દન નામે રાજા તે હનગરમાં રાજય કરતો હતો. તે નગરમાં એક સુરસેન નામે રજપુત હતો તેને રતી સુંદરી નામે સ્ત્રી હતી. એ બને સ્ત્રી પુરૂષોમાં અરસ પરસ બહુજ વહાલ હતું. પ્રીતિના પાશમાં પડીને તે બે જણ સુખ ભોગવતાં હતાં. કેટલાક દીવસ વહી ગયા ત્યારે સુરસેન સ્રીને કહેવા લાગ્યો કે હવે હું -તો બહાર દેશાવર નોકરીએ જઇશ આ સાંભળી સ્ત્રી બોલી તે સ્વામીનાથ આપના વિના હું કેમ રહી શકીશ મારા દીવસો કેમ જશે. મારા એ દીવસો ખરેખરા બિયોગરૂપી દુઃખનાજ થઇ પડશે માટે તેમાં મારે આધાર રૂપ એક મોટા તુંબાની વીણા લાવી આપો કે જેથી હું કોઇ પણ રીતે મારૂં દુઃખ તેના સાથે રહીને ભોગવીલઉં. આ વખતે સુરસેને એક મોટા તુંબડાની રંગીત વિણા

લાવી આપી અને સતીસુંદરીને એક વરસની મુદતે આવવાને માટે કહી તેને રાજી કરીને ચાલી નીકળ્યો. નીકળતાં નીકળતાં ઘરની પડોસમાં રહેનારને ભલામણ કરીને કહ્યું કે હવે ઘરની સર્વ તરેહની ભલામણ આપનેજ કરૂં છું અને આપ લક્ષ પુર્વક ઘરની સંભાળલેશો એમ મારો તમારા ઉપર ભરોંસોછે. ઘરમાં નાનડીઉં માણસછે તો રાત વરત કોઇ અજાણ્યા માણસને જતાં આવતાં પણ આપતપાસ રાખજો. હવે હું તો જાઉછું. આગલ જતાં તે કોઇ નગરીમાં નોકરીએ રહી. ગયો. ઘરમાં તેની સ્ત્રી તેના જવા પછી બહુજ દુઃખ ભોગવતી હતી તેનો દીવસ તો કોઈ રીતીથી જતો હતો પણ રાત્રી જવીએ તેને ઘણીજ મુશીબત ભરેલું થઇ પડતું. રાત્રે તે ઘરની ખડકી બંધ કરીને ઊપરને મજલે ઢાલીઓ ચડાવી ગોખનાં બારણાં ઉઘાડાં મુકોને બેઠી વીણા વગાડતી. તે કયાં સુધો કે જ્યાં સુધી ખરેખરી નીંદ્રા ન આવે ત્યાં સુધી. એક દીવસને સમે તે નગરની બહાર એક મૃગલાનું ટોળું ફરતું આવ્યું હતું તેમાં એક કાળીયાર જાતનો મૃગલો હતો તેને ભાગતી રાત્રીની વીણાના મધુર સ્વરનો અવાજ પડયો તે સ્વરનો અવાજ પડયો તે સ્વરથી મોહીત થઇને તે કાનના પરવશ પણાથી દીન દીન નજીક આવતો જતો માલમ પડતો હતો. એમ કરતાં છ માસ થયા ત્યારે

તો તે મૃગ કોટે ચડીને બેઠે. વળી બીજા ચાર માસ થયા ત્યારે ઘરને બારણે આવીને બેસે. તે વખતે જતાં આવતાં તેના શીંગડાં જયાંત્યાં અથડાય અને ખખડાટ થાય. તે એક પાડોશણ ડોસી પડી પડી સાંભળે તેથી તે જાણે કે કોઇ પુરૂષ આવે જાયછે. એમ કરતાં એક વરસ પુરૂં થયું. ત્યારે સુરસેન કમાઇને પાછો ઘરભણી આવ્યો. આવતાં જયારે પોતાનું ગામ બે ચાર ગાઉ રહ્યું ત્યારે એક નાના ગામડામાં સગાને ત્યાં તેણે ઉતારો કર્યો. ઘોડો તથા ચાકર ત્યાંજ મુક્યાં અને રાત્રીને સમે પોતાના ગામમાં પહોંચ્યો. ત્યાં જઈને સ્ત્રીના ચરિત્ર જોવાનો તેનો ઈરાદો હતો તેથી તે પાડોશણ ડોસીને ત્યાં આવ્યો અને ઘરના ખબર પુછ્યા ત્યારે તે ડોસી કહે કે, વીરા બેસ હું તને જેવા ખબર છે તેવા હમણાંજ જણાવું આથી તેના મનમાં વધારે ભ્રાંત પડી. રાત્રીના સમયે તે પોતાના બારણા સામો બાણ ખેંચીને એકીટસે બેઠો. થોડા વખત પછી સ્ત્રી હાથમાં વીણા લઈને બેઠી અને તેથી મૃગપણ બારણે આવીને બેઠો. બેસતાં બારણું ખખડયું એટલે તેણે જાણ્યું કે હમણાં તો માંહી પેઠો હવે નીકળશે તે વખતે મારીશ. એમ વિચારીને બેઠો છે તેવામાં પાછલી રાત્રી થવા આવી એટલે સ્ત્રી સુવાને ઉઠી અને મૃગપણ ઉઠયો. જતાં જતાં તેનાથી પાછું બારણું ખ-

ખડક્યું તે વખતે તેણે બાણ ફેંક્યું તે મૃગને લાગ્યું અ-
ને મૃગ પડયો તે ધબાકો થયો અને મરતાં મરતાં
બોલ્યો કેઃ—

વાયવાયમમખંચકર । નાશીરધરણીઢળંત ॥
વેધ્યાસોહી વટીયા । અણુ વેધ્યામાલ ચરંત ॥

તે વખતે પેલી સ્ત્રીએ પાછો પ્રત્યુતર કહ્યોઃ—

વેધ્યાજીવોસોવરસ । અણુવેધ્યા મરજાવ ॥
મરજો નર બાપડા । જે વેધ્યા ઘાલે ઘાવ ॥

એ વચન સાંભળીને તેઓ બારણે આવ્યા અને જુએ-
છે તો મૃગ પડયો છે આ જોઇને મનમાં મહાત્રાસ ઉપ-
જયો અને ડોસીને કહ્યું કે ફીટ ભુંડી પાપણી તેં ફો-
કટ જીવ મરાવ્યો એમ કહીને મૃગને ઘસડી નાખ્યો પો-
તે પાછો જયાંથી આવ્યો હતો ત્યાં ગયો અને સવાર
થતાંમાં ઘરે આવ્યો. સ્ત્રીને મળ્યો અને સર્વ સુખની
પરિપુર્ણતા કરી. પણ કાનના વિષય થકી મૃગ મર્ણ
પામ્યો માટે કોઈ પણ વિષયની વાસનામાં પડવું એ
વહાલા વાંચનાર તમે વિચારો કે કેટલું હાની ભરેલું
છે એ વિષે કહેલું છે "અતી સર્વત્ર વર્જત" માટે કોઈ
પણ બાબત ઉપર બહુ મોહ કરીને જીવને તે તરફ લ-
ગાડવો નહી પણ ધર્મની બાબતમાં વિકાર રહીત થઇ
ને પ્રવૃત થવું.

## વીષય વાસનામાં ફસાયલા હાથીની કથા.



અંગદેશમાં કુસુમપુરી નામે નગરી હતી તેમાં જયનાદ નામે રાજા રાજ્ય કરતો હતો અને સુખ વિલાસમાં નીમગ્ન હતો તેવા સમયપર એક પારધીએ આવીને વધામણી દીધી કે મહારાજ આપણા કુંદન વનમાં એક હાથી ઘણી હાથણીઓની સાથે આવેલો છે એવાં વચન સાંભળીને રાજાએ હુકમ કર્યો કે કોઇ પણ ઉપાય કરીને તે હાથીને ઝાલો. તે વખત કેટલાક ડાહ્યા પુરૂષો હતા તે એ કામ માથે લઇને નીકળ્યા. તેઓએ વનમાં આવીને એક મોટી ખાડ ખોદી અને એ ખાડ ઉપર વાંસની છત કરીને તેના ઉપર માટી પાથરીને બરાબર જમીન જેવુંજ કર્યું તેની વચ્ચે એક કાગળની બનાવટી હાથણી કરી તે કાગળની હાથણી ઉપર કાળી મેશ ચોપડીને બરાબર હાથણીનો રંગ કર્યો અને પછી બુદ્ધિ ચલાવીને તે હાથણી ઉપર ખરી હાથણીનું મુતર રોજ છાંટવા માંડયું તેની ગંધને લીધે પેલા હાથીને મનમાં આવ્યું કે આટલી મારા હાથણીઓ છે પણ તેને પણ જઇને હું મારી કરી લઊં. એવા વિચારથી હાથી તે ખાડ આગળ આવીને પેલી હાથણી જે કાગળની બનાવેલી હતી તેની પાસે જવાને લાગ્યો એટલે ખાડમાં પડી ગયો. તેને ત્રણ દીવસ

સુધી ખાવા પીવાને બીલકુલ આપ્યું નહીં અને તેથી તે હાથી ઘણોજ ગભરાટમાં પડયો પછી અંકોશના મારથી તે ચતુર પુરૂષોએ તે હાથીને વશ કરી લીધો. એ પ્રમાણે હાથી જેવા મોટા પ્રણીને પણ પુરૂષ ઈંદ્રીના લીધે મહા દુખ વેઠવું પડયું.

માટે દરેક સ્ત્રી પુરૂષોએ સંસારમાં રહીને મોહને વશ ન થતાં નીતીથી ચાલવું અને પોતાની ઇંદ્રિઓને બેહેકાવી મુકવી નહીં કારણ કે જો માયાના ફંદમાં પડીને નીતિનો બીગાડ કરશો તો સંકટમાં આવી પડશો તે જેમ ઉપરની વાતમાં હાથીને દુઃખ પડયું તેમજ તમને પણ સંકટમાં આવી પડવું પડશે.

## નાસીકા ઈંદ્રિ ઉપર ભમરાની કથા.

એક મોટા વનમાં માન સરોવર જેવું સુંદર તળાવ હતું તેમાં અનેક વીધીનાં ફુલ હતાં તેમાં એક હજાર પાંખડીનું સુર્યવંશી કમળ હતું તે કમળને મધ્ય ભાગે એક ભમરો આવીને બેઠો. તે વાસનાનો બહુજ લોભી હતો તેથી છેક સુર્ય આથમી જવા સુધી અને કમળને બીડાઇ જવાના વખત સુધી પણ ઉઠી શકયો નહીં. એટલે તે અંદરજ બેસી રહયો અને કમળ બીડાઇ ગયું. તે વખત ભમરો મનમાં વિચારે છે કેઃ—જો હું આ કમળ કોરીને અત્યારે નીકળી જ-

ઇશ તો પછી કાલે પાછો સુગંધી શાની લઈશ. એમ નાસીકાના અતી મોહમાં પડીને વિચારેછે તેવામાં અરધી રાત્રીનો સુંમાર થવા આવ્યો એટલે તે વનમાં ફરતો ફરતો એક હાથી તે તળાવ ઉપર પાણી પીવાને આવ્યો તેણે તે કમળને સુઢવતી તોડી નાંખ્યું અને મુખમાં મુક્યુ એટલે તે કમળમાં ભમરો મરી ગયો. આ વાત ઉપરથી વાંચનારે એટલોજ સાર લેવાનો છે કે જો તમે મોહમાયામાં લપટાઇને તેમાં સુખમાની બેઠા હોતો ભલે તમને તેમાં સુખ લાગતું હોય પણ જ્યારે ભમરાની પેઠે તમે તે મોહમાયા રૂપી કમળમાં સપડાઇ ગયા હશો ત્યારે તે તમારાથી કોઇ સાધુ પુ-રૂષના ઉપદેશ વડે છુટી જવાને બનશે નહીં પણ તે ભમરાની પેઠેજ આખર મોટા પાપના પુંજરૂપ થઇને મહા દુઃખને ભોગવશો. માટે પ્રથમથીજ ભમરાના દા-ખલાને મનમાં વિચારીને સાવધપણે ચાલશો તો સંક-ટમાંથી મુક્ત થશો.

## મનુષ્ય દેહની દુર્લભતા વિષે કથા.



આ સુંદર ભરતખંડ કે જે એક અતી સુશોભીત બાગના રૂપનેજ લાયક છે તેમાં પુર્વે વસંતપુર નામે એક નગર હતું તેની શોભા એવી હતી કે જેમ એક બાગની શોભા વસંત રૂતુમાં જેવી ખીલી ઉઠેછે તે-

વીજ રીતે આ ભરતખંડ રૂપી બાગમાં એ વસંતપુર વસંતરૂતુની માફક શોભાવડું દેખાતું હતું. તેમાં અ-રીમર્દન નામે રાજા રાજય કરતો હતો તે જેમ કોઈ બાગનો હોશીયાર માળી તે બાગની કેટલીક ખરાબ થયેલી વનસ્પતીને કાપી નાખે તેમજ એ અરીમર્દન રાજા પણ તે વસંતપુરીમાં નીતિથી ઊલટા ચાલનારા-ઓને જડમુળમાંથી ઉખેડીને બધી વસ્તીને સુનીતિ-માન તરીકે શોભાવતો હતો. તે નગરીમાં ધરણ ના-મે એક કઠીયારો રહેતો હતો તે લાકડાં લેવાને જંગલ માં રોજ જતો હતો. એક સમયે તે કઠીઆરો જંગ-લમાંથી લાકડાં કાપીને આવતો હતો અને મધ્યાન થ-વાથી સુર્યના તાપથી તથા માથાના ભારથી તથા ભુ-ખના મારથી કંટાળીને આરામ લેવાને માટે એક આં-બાવાડીઆમાં આવ્યો. ત્યાં એક નદી આવી તેમાં ઝાડની છાયા સારી જોઈને બેઠો. નદીના કીનારે તે બેઠો હતો અને તેની પાસે બીજું કોઈ વાત ચીત કરનાર ન હોવાથી તે એકલો બેઠો હતો બેઠો નદીના પીળા મટોડીના કાંકરા હાથવતી આમતેમ એકપછી એક ફેરવતો હતો. તેવામાં તેના હાથમાં એક ચીંતામણી રત્ન આવી ચડયું. તે રત્ન હાથમાં લીધા પછી તેના હવાઈ વિચારો ચાલતા. હતા તેમાં એવો એક પવન આવ્યો કે જો આ જગ્યો ઉપર

સાત મજલાનો એક મહેલ હોય તો બહુ સારૂં. તેજ પ્રમાણે પેલા ચીંતામણી રત્નના પ્રભાવવડે તે ઠેકાણે મહેલ તૈયાર થયો. તે વખતે વળી વિચાર થયો કે સ્ત્રી વિનાનો આ મહેલ શા કામનો કહ્યું છે કેઃ—

નરપતીવીણજિમનયર । મુગ્ધવિણુ મંદિર નભાવે ॥
ગુણીયલવીણજીમગોઠ । શીયળાવણ શોભાનઆવે ॥
ન શોભત રૂપવિણુ નાશીકા । પ્રેમળવિઝણો પુષ્પજીમ ॥
સંતોષ વિનાસુખ ભીમ કહે । જીવ દયાવિણુ ધર્મતીમ ॥

એ પ્રમાણે સ્ત્રી પણ પાસે બેઠેલી દીઠી અને વળી મનમાં વિચાર કર્યો કે જો સોગઠાં પાસાં બાજોઠ હોય તો સારૂં તો તે પણ તૈયાર થયાં. વળી મનમાં વિચાર આવ્યો કે આ ઘરની આસપાસ ફરતો સુંદર ચોક તેને ફરતો રાજ ગઢ અને તેના ફરતું અડતાળીસ ગાઉનુ ગામ હોય તો ઠીક. એ પ્રમાણે તે પણ તૈયાર થયું. પછી તરંગ ઉઠયો કે શહેરમાં વસ્તી વગર શું સારૂં લાગેઃ—

વસુધા ભરણં પુરૂષા । પુરૂષા ભરણં પ્રધાન તર લક્ષિમ ॥
લક્ષ્યા ભરણં દાન । દાના ભરણં સુપાત્રંચ ॥

એ વખત સ્ત્રી અને પુરૂષ પણ તૈયાર થઇ ગયા. તેમજ હાથી ઘોડા ચતુરંગી સેના તૈયાર થયેલી પણ દીઠી. આ બધું જોઈને કઠીયારાનું મન પણ ઘણુંજ પ્રસન્ન થઈ ગયું. એવામાં એક ઝાડ ઉપર કાગડો

બેઠો બેઠો કુસ્વરે બોલતો હતો તે એકઠીઆરે ઉડાડવા માંડયો. પણ એમ ઉડયો નહીં ત્યારે જે ચીંતામણ રત્ન હાથમાં હતું તે એ જાણતો નહોતો તેથી તેને એક પથરાની માફકજ તે કાગડા ઉપર ફેંકી દીધું અને તે ફેંકતાંજ કાગડો ચાંચમાં ઘાલીને ઉડી ગયો એટલે કઠીઆરો જે જગ્યો એ પ્રથમ એકલો બેઠો હતો તેવોજ થઇ રહ્યો અને પાસે લાકડાનો ભારો પડયો હતો તેજ રહ્યો. આથી ગભરાઇને તે કાગડાને પકડવાને દોડયો પણ તેમાંનું કાંઇ વળ્યું નહીં તેથી આખર પાછો થાકીને બેઠો.

એ પ્રમાણે આ સંસારમાં ઘણાક લોકો રત્ન ચીંતામણીરૂપ મનુષ્યા દેહ પ્રાપ્ત થયા છતાં કઠીયારાની માફક જુદા જુદા રસ્તે ગુમાવી દઇને પોતાની અવગતી કરે છે તેઓએ બહુજ વિચારથી જાણવું જોઈએ કે આ મનુષ્યા દેહ રત્ન ચીંતામણીરૂપજ છે તે આમથી ગુમાવી દેવી ન જોઈએ.

## સુભદ્ર શેઠની કથા.

અંગ દેશમાં ચંપા નગરી નામે એક નગર હતુ અને તેમાં વીરસેન નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં એક સુભદ્ર નામે શેઠ વસતો હતો. તે જન્મનો દળિદ્રી હતો. એણે પોતાની ગરીબાઇ મટા-

ડવાને ઘણા કસબ કરી જોયા પણ કોઈ રીતે ભાગ્યોદય થયો નહીં. છેવટે પરદેશ કમાણી કરવાનો નિશ્ચય કરીને નીકળ્યો. પરદેશમાં પણ જયાં ત્યાં ભટકતાં કેટલોક કાળવીતી ગયો પણ ધનની પ્રાપ્તિ કોઈ પણ જગ્યોએથી થઇ નહીં. આખરે ભમતાં ભમતાં સમુદ્રના કીનારા ઉપર આવ્યો અને સમુદ્રને ઉછળતો દેખીને મનમાં ઘણોજ આનંદ પામ્યો. આ મારી આશા પુરશે. એમ વિચાર કરીને સમુદ્ર ઉપર લંઘન કરવાને બેઠો. સાત લંઘન થાઈ ત્યારે સમુદ્રનો અધિશ્રાયક આવી ઉભો રહ્યો અને બોલ્યો કે બોલ ભાઈ તું કેમ અહીં આવીને લંઘન કરી ઉપવાસે મરે છે. આ સાંભળીને તે સુભદ્ર શેઠ બોલ્યો કે મહારાજ હું નીર્ધન છું માટે ધન લેવાને આવ્યો છું. તેના જવાબમાં સમુદ્રે જણાવ્યું કે તારા નસીબમાં બીલકુલ ધન પ્રાપ્તિ નથી. ત્યારે સુભદ્ર બોલ્યો કે એકવાર મને આપોતો ખરા પછી જે થશે તે ખરૂં. એ ઉપરથી રત્ન ચીતામણી કાઢી આપ્યો. તે લઈને પાઘડીને છેડે બાંધ્યો અને રજા લઇને સમુદ્ર પાસેથી ચાલી નીકળ્યો. આગળ જતાં કોઇ ગામ આવ્યું ત્યાં જઇને વહાણમાં બેઠો. તે વહાણ સમુદ્રમાં ચાલ્યું જતું હતું તે વખત આસો માસની પુનમ હોવાથી તેણે વિચાર કર્યો કે આજ જે મારા પાસે રત્ન છે તે

રત્નનું તેજ વધારે છે કે આ ચંદ્રનું તેજ વધારે છે. એમ વિચાર કરીને પાઘડીમાંથી રત્ન છોડીને પોતાની હાથેળીમાં રાખ્યું અને જોયુંતો ચંદ્રનું અને રત્નનું તેજ બરાબર મળી ગયું. આમ બેઠો હતો અને એકદમ પવનનો મોજો આવ્યો તેથી વહાણ પાસાવટ થઇ ગયું એટલે રત્ન હાથમાંથી ખસ્યું. સમુદ્રમાં તેના હાથમાંનું રત્ન ગરક થઈ ગયું. અરે! બીચારા કમનસીબ પ્રાણી, તું મનમાં જે જે હવાઇ વિચારો બાંધતો હતો તે સર્વ હવે પાય માલ થઇ ગયું !!! હાય હાય રે! હું ગરીબ માણસ દુઃખીઓ છું! ભાઇ રે! વહાણ જરા ઉભું રાખો? આમ મોટી બુમો પાડી ઉઠયો પણ તેનું કોણ સાભળે. છેવટે વહાણ જયારે કેટલેક દુર નીકળી ગયું ત્યારે પછી ઘણા આક્રંદ સાથ કરૂણાજનક તેના મહા સંકટથી અકળાઈને વહાણના ધણીએ તેને સમજાવ્યો કે મુર્ખા, તું શામાટે રડે છે તેં તારી મુર્ખાઇથીજ દુઃખી અવસ્થા વોહોરી લીધી છે તેમાં અમે શું કરીએ. માટે જેમ તેણે રત્ન ચીંતામણી ગુમાવ્યું તેમ આ મનુષ્યાવતાર ગુમાવવો નહીં.

## મૃગસેન પારધીની કથા.

શ્રી રૂદ્રપલ્લી નામે એક ગામ હતું તેમાં એક મૃગસેન નામે પારધી રહેતો હતો તે હમેશાં જંગલમાં

શીકાર કરવાને જતો. એક વખતે મૃગસેન પારધી એક મોટા વનમાં થઈને જતો હતો તેવામાં એક મૃગ લીલું ઘાસ ચરતો હતો તેણે મોં ઉચું કરીને પારધીને જોયો અને ભય અને શોકમાં ગરક થઈ ગયો. આ વખત આખા વનમાં આગ લાગી હતી અને જે રસ્તેથી છુટવાનું બારૂં હતું તે રસ્તે સામો પારધી આવતો જોયો. હવે તેણે પોતાના બચાવની આશા મુકી દીધી અને ઈશ્વરની તરફ પોતાના મનને લગાડયું અને જો તે બચાવે તોજ બચાય એમ તેના ભક્તિ ભાવમાં મન લગાડયું. ઈશ્વરદયાળુ છે, તેનો ન્યાય પવિત્ર છે, તે નિરઅપરાધી અને પોતાના ઉપર આધાર રાખનારને મદદ કરેછે. આ વખતે પણ ઈશ્વરેચ્છાથી તેને બચાવવાની તજવીજ થઇ.

થોડા વખતમાં આકાશ ચઢી આવ્યું અને વરસાદની ઝડી થઇ આવી. આખા વનમાં જે પ્રચંડ અગ્નિ પ્રગટ થયો હતો તે તદન શાન્ત થઇ ગયો અને હરણને માટે હવે રસ્તા થઇ ગયા. પારધીની સાથેનો કુતરો એક શીઆળની પાછળ દોડી ગયો તથા પારધીએ તાકેલું બાણ તેના હાથમાં પણ તુટવાથી નકામું થઇ ગયું. આ વખતે એકદમ દશે દીશામાં જવાનો રસ્તો તે મૃગને થયો તેથી ભાગી ગયો. મૃગસેન પારધીનીરાશ થઇને ઘેર ગયો. આ વાતનો સાર એટ-

લોજ છે કે માણસે દુઃખને વખતે ઉપાયો લેવા પણ જો કોઈ પણ ઉપાયમાં ફાવીએ નહી તો પછી માત્ર ઇશ્વર ઇચ્છાને તાબે થઈ તેની પ્રાર્થના કરવી કારણ કે જ્યારે તે બચાવનાર અને નાશ કરનાર સમર્થ છે ત્યારે આપણે માટે પણ જે ધારશે તે કરશે એ વાતમાં શો સંદેહ છે.

## મનના મનોરથ મનમાં રહ્યા.



એક વખતે વિંધ્યાચળ પરવતમાં ફરતાં એક હાથીએ વિચાર કર્યો કે હવે તો કદંબ વનમાં જાઉં તો ત્યાં કાંઈ સારો ખોરાક મેળવું અને સુખમાં દીવસ ગુજારૂં એમ વિચાર કરીને રસ્તે ચાલ્યો જાયછે તેને જોઇને એક શીયાળ પણ મનમાં વિચાર કરવા લાગ્યું કે આ હાથી મોટું જનાવર છે તેને મારવાનો કાંઈ ઘાટ ઘડું તો મારા કુટંબને ઘણા દીવસ સુધી મહેનત કર્યા વગર સુખથી ખોરાક મળે એમ મનમાં ગોઠવણ કરીને તેની પાછળ ચાલવા લાગ્યો. એટલામાં એક પારધી ત્યાંથી જતો હતો તેની નજરે આ હાથી પડયો તેથી તેને મારવા માટે બાણ તાકીને ઉભો. તે જ્યાં છભો હતો ત્યાં નીચે પગમાંજ એક સાપ પોતાના દરમાં એવો વિચાર કરતો બેઠો હતો કે જો કોઇ ખોરાક મળે તો ઝડપથી ગળી જાઉં, જ્યારે પેલા હાથી

ઉપર પારધીનું બાણ છુટયું તે વખત પેલા સાપે પારધીને દરમાંથી નીકળીને ડંખ માર્યો અને પારધી પડયો તેની નીચે સાપપણ ચગદાઇ મુઓ અને પારધી પણ મુઓ તથા બાણ વાગવાથી પેલો હાથીપણ પડયો અને શીયાળ તેની નીચેજ દબાઈ મુઓ. એ રીતે ચારે જીવ જુદા જુદા વિચાર કરતાં મરી ગયા માટે મનના મનોરથ મનમાંજ રહી ગયા અને ધારેલું ધુળમાં મળ્યું. માટે માણસોએ પણ એ ઉપરથી સાર લેવાનો છે કે જે ભગવાનનું ધારેલું હોય તેજ થાય છે અને આપણો કોઇ વિચાર કશા કામમાં આવતો નથી.

## સ્ત્રી પુરૂષના અતી સુખ વીશે કથા.

શ્રી સોનપુરનામે નગરને વિશે ઉતમ શેઠ નામે વેપારી હતો અને તેની સ્ત્રી સદ્દગુણ સુંદરી નામે હતી. એક દીવસના વખતે એ ઉતમ શેઠ ધરમાં જમવા બેઠો હતો. પાસે બાજોઠ પડેલો હતો તેના ઉપર સોનાનો થાળ મુકયો હતો. તે થાળમાં બત્રીસ પ્રકારના ભોજન તૈયાર કરીને મુકેલાં હતાં. આ વખતે તે શેઠ જમવા લાગ્યા તેવામાં એક સાધુ આવ્યા. તે સાધુને આવતા જોઇને શેઠ જમતા બંધ રહ્યા. શેઠ સ્ત્રીએ સાધુને કહ્યું કે. મહારાજ અમારે ત્યાં તો રસોઇ વાસી છે તે તમને કેમ અપાય? આ સાંભળીને શેઠ સ્ત્રી ઉપર બહુ-

જ ગુસ્સે થયા પણ સાધુએ કહ્યું કે એ બાઈએ જે કહ્યુ છે તે સાચું છે માટે તમે તેમને જરાએ ક્રોધ કરશો નહીં. એમના કહેવાનો બધો અરથ મારા ધ્યાનમાં આવી ગયો છે એ કહીને હસતા હસતા તે સાધુ ચાલ્યા ગયા. શેઠને તો સ્ત્રી ઊપર ઘણોજ ગુસ્સો ભરાયો અને કહ્યું કે સાધુને તેં ઉની રસોઇ હતી છતાં વાસી કહીને ઠાલા કાઢયા માટે તું મોટી પાપણી છે. આ સાંભળી સ્ત્રીએ કહ્યું કે આ ભોજન સંસારીના ઉપભોગ માટે કર્યા છે. તેમાં અનેક પ્રકારની વસ્તુએ શરીરને વીર્યે બળ આપનારી હોવાથી તે સાધુ પુરૂષને કામની નથી. આ જવાબ સાંભળી શેઠનું મન સમાધાન પામ્યું પણ શેઠે વિચાર્યું કે સાધું શું સમજયા છે તે મારે તેમની પાસેથી જાણવું જોઇએ. માટે તે સાધુપાસે ગયો અને સાધુને પુછતાં તેણે જવાબ આપ્યો કે હું તો વાસીછે એમ કહેવાનો અર્થ તમને સમજાવું છું તે એ કે પેલા ભવ અન્ન પાણીની બાબત કે બીજી સુખ દુઃખની બાબત હોય છે તે કરણીમાં લખ્યું હોય છે તે આભવે પામવાનું છે. આગલા વખતમાં તમે સારા પુન્યકરીને ભોજવાદિ પ્રાપ્તિના ફળ કરી મુકેલાં છે તે આભવે વાવરો છો તે મારા નસીબમાં ન હોવાથી તેણે કહ્યું કે આ ભોજન વાસી છે એટલે કે પેલાં ભવની કરેલી કમાણી છે એ વાસી જ કહેવાય.

એ વાત ઉપરથી દરેક ભાઇઓએ સાર લેવો જોઇએ કે જે જે સુખઃદુખ પડેછે તે પેલા ભવની કરણીછે માટે તેમાં કોઇ ભાગીદાર નથી તેમજ કોઇ સગાં કે સંબંધી તેને ભોગવવાને સમર્થ નથી.

## રાજ નીતિ ઉપર રાજા ભોજની કથા.



માળવા દેશમાં ઉજેણી નામે નગરીમાં ભોજ નામે રાજા રાજ કરતો હતો તે એક વખત પ્રધાનને કહેવા લાગ્યો કે પ્રધાનજી આપણા નગરમાં લોકો કેવા ધર્મવાળાં છે તે આપણે જોવું જોઇએ. આવા વિચારથી પ્રધાનને આનંદ થયો અને તે બોલ્યો કે મહારાજ જો આપની મરજી હોય તો ભલે ચાલો આજેજ આપણે બને અતીતનો વેષ લઇને શેહરમાં જઈએ. આ વાત થતી હતી તે વખતે સવાર હતી તેથી પ્રધાન તથા રાજા બેજણાએ અતીતનો ભેખ ધઃરીને ગામમાં ઘેર ઘેર ભીક્ષાનદેહી કરીને ચાલવા માંડયું. રાજા તથા પ્રધાને એવોજ વિચાર કર્યો હતો આજે તો આખો દીવસ આપણે આ કામમાંજ ગાળવો તેથી તેઓ છેક મધ્યાન સમય સુધી ફરતા હવા. એવામાં એક સુધન શેઠ નામે વેવારીને ઘરે જઈ અ ડયા ત્યાં તે શેઠ જમવા બેઠો હતો અને આ અતીત રૂપે જઇ ચડયા. ભીક્ષાનદેહી કરીને ઉભા રહ્યા.

ત્યારે શેઠે ઘરમાં પોતાની સ્ત્રી હતી તેને કહ્યું કે હે સ્ત્રી, આપણે આંગણે અતીત ઉભા છે તેમને કાંઈ ભીક્ષા આપો. એ સાંભળીને સ્ત્રીએ બે આંબાના ફળ લાવીને આપવા માંડયાં પણ શેઠે કહ્યું કે તેનો રસ કાઢીને આપજો તેથી સ્ત્રીએ રસ એક કટોરામાં કાઢવા માંડયો. તેણે પ્રથમ તે બે આંબા પાણીથી ધોયા અને કપડાંથી લુછીને સુંદર કર્યા તે જોઇને રાજાનું મન તે આંબા પોતાને ઘેર લઇ જવાનું થયું તેથી તે આંબામાંથી લગીર પણ રસ નીકળ્યો નહી આ વખતે તે સ્ત્રી મોટા અચંબામાં પડી ગઈ અને વિચારવા લાગી કે આંબો દેખીતો ભરપુર રસથી છે અને એક બીંદુ પણ તેમાંથી વાટકામાં પડતું કેમ નથી. પછી ભોજ રાજાએ તે સ્ત્રીને કહ્યું કે બાઈ એ આંબો કોરે મુકો અને બીજો હોય તો તેમાંથી રસ કાઢો ત્યારે તે સ્ત્રી બોલી કે ઠીક પણ આંબો છે તો રસદાર અને આમ રસ ન નીકળે તેનું કારણ શું હશે. પછી તે સ્ત્રીને ભોજ રાજાએ કહ્યું કે હવે રસ કાઢો જોઇએ ત્યારે રસ નીકળ્યો તે અતીતોએ લીધો અને ચાલી નીકળ્યા રસતે ચાલતાં કોઈ ભીખારીને તે ભીક્ષા આપી દીધી અને ઘેર ગયા. પછી પ્રધાન તથા રાજા બેઠા બેઠા વાત કરવા લાગ્યા કે આંબામાંથી રસ પ્રથમ ન નીકળ્યો તેનું કારણ શોધવું જોઇએ ત્યારે પંડીત

સભામાં જાહેર કર્યું કે એક જગ્યે એ આંબો સારો રસદાર જોયો પણ માંહેથી રસ ન નીકળ્યો તેનું કારણ તમે બતાવો. કેટલાક શાસ્ત્રના વાદ ચાલતાં પછી કાલીદાસ પંડીતે કહ્યું કે જેમ રાજા પ્રજાના દીલ ચોરાય છે ત્યારે તે રાજ નીતિમાં ફેર સમજવો તેમજ તે આંબાની બાબત કોઇનું દીલ ચોરાયું હશે તેથી તેમ રસ નીકળ્યો નહી. રાજ નીતિમાં કહ્યું છે કે રાજાએ કદી પણ ચોર બુદ્ધિ કરવી નહી અને પ્રજા પાસેથી ઘટે તેવી રીતેજ કર વગેરે લેવો આ ઉપરથી ભોજે મનમાં વિચાર્યું કે મારી બુદ્ધિ બગડી હતી માટેજ તે આંબામાંથી રસ નીકળ્યો નહીં. આ ઉપરથી સાર લેવો કે કોઇની પણ મરજી વગર ચીજ વસ્તુ આપણે લેવાને તકાવવું નહી કારણ કે તેવી ચીજ આપણી થતી નથી પણ આ આપણે ચોરીના ગુનામાં આવીએ છીએ અને એ ચીજને ભોગવી શકતા નથી.

## બે આંખ વીચાણી ત્યારે આપણે કોઈ નથી એ વિષે કથા.

પ્રેમળ પુર નામે નગરમાં શ્રીસુદન નામે રાજા રાજ કરતો હતો તેને એક વીરમતી નામે રાણી હતી. એક સમય ઉપર તે ગામમાં ભરકુંડ નામે એક બ્રા-

ક્ષણ વસતો હતો તે જન્મ દરિદ્રી હોવાથી ઘણાક કસબ કરી ચુકયો પણ દળિદ્ર મટયું નહી ત્યારે છેવટ તેનું મન ચોરી કરવા તરફ દોડયું. ઘેરથી રાતને વખતે તે બ્રાહ્મણ રાજાના મહેલમાં આવ્યો અને રાણી વાસમાં ગયો ત્યાં વીરમતી રાણી નાવાને માટે ગઈ હતી અને નોકર ચાકર તે મહેલમાં કોઇ નહોતું તેથી તે ભરકુંડ નામે બ્રાહ્મણ રાણીના ખાટલા નીચે જઇને બેસી રહ્યો એટલામાં રાણી આવી તેણે રાજાનો આવવાનો વખત થવાથી સોળે શણગાર સજ્યા તથા સેહેજ ઉપર ઠાવકી રીતે અંગ સમારીને બેઠી. પછી થોડા વખતમાં રાજા કચેરીના કામમાંથી પરવારીને આવ્યો. રાજાને આવતા જોઇને રાણીએ ઉભા થઇને નમન કર્યું. પછી બને સેજ ઉપર બેઠા. એટલામાં રાજા કહેવા લાગ્યો કે હે રાણી, હાલમાં મારી દશા બહુજ ચડતી છે હું જયાં જયાં લશ્કર મોકલું છું ત્યાં મારા લશ્કરના સરદારો જીત કરીનેજ આવે છે વિદ્યાની બાબતમાં પણ હું કાંઇ ઉતરતો નથી. કોઈ વાર મારા પંડીતો પણ મારી બુદ્ધિને માટે અચરજ પામ્યા વગર રહેતા નથી. ખજાનામાં મારી દોલત પણ હમણાં તો ભરપુર છે. ટુકમાં હું સર્વ વાતે સુખી છું અને મારી પ્રજામાં કોઇ દળિદ્રી તો વસતોજ નથી.

એવાં અહંકારનાં બોલ સાંભળી રાણીએ કહ્યું કે સ્વામી આપની સાથે હું પણ પુરણ ભાગ્યશાળી છું.

એટલામાં ખાટલા નીચે બેઠેલા ભરકુંડ રોષથી ન રહેવાયું તેથી એકદમ બોલી ઉઠયા કેઃ—રાજાએ અહંકારની વાતમાં મારે આજ તમારે ત્યાં આવવું પડયું છે અને હું કેટલાક વખત તમારી સભામાં પણ દાન માગવાને માટે આવેલો હતો છતાં વગવસીલાનું રાજ હોવાથી મારી દાદ તમે દીલે ધરી નથી અને દરિદ્રીપણાને પામ્યો છું. છેવટમાં આજે ચોરી કરવાને બાને આવી રીતે તમારા મહેલમાં આવવું પડયું છે. ત્યારે રાજાએ વીચાર્યું કે આ શબ્દ કયાંથી આવે છે. એ સાંભળી પંડીત બહાર નીકળી સનમુખ ઉભો અને બોલ્યો કે આ તમારા હથીયાર લઈને પછી હું ચોરી કરવાને માટે વિચાર રાખતો અને તમે ઊંઘ્યાં હોત તો હું તે કામમાં ફાવી જાત પણ મારે તે કામ કરવું એ ઠીક લાગ્યું નહી તેથી આ પ્રસંગે તમને બોલતાં એમ ધાર્યું કે જે થનાર હશે તે થશે પણ બોલવું તો ખરૂં. માટે હવે મને આપ ફરમાવો તેમ કરૂં.

પછી રાજાએ પોતાના મહેલમાં ઉત્તમ પ્રકારના શાસ્ત્રના શ્લોકનો સંગ્રહ કરાવીને તત્કાઓ ચોડાવ્યા હતા તેમાંથી એક તખ્તા ઉપર રાજાની નજર ગઇ અને જાણ્યું કે હાલમાં આ બ્રાહ્મણ આવેલો છે તે જો ન બોલ્યો હોત તો તે રાતમાં મારા મહેલમાં શું કરત તે

કહી શકાતું નથી કારણ કે જે ચોરી કરવાના વિચા-રથી આવેલો હતો તે ચોરી કરી જાત અને તે-વામાં હું જાગત તો ઠીક થાત પણ ન જાગત તો સુખે તેનું કામ કરીને ચાલ્યો જાત અને આવે રાતને સમે સરદાર કે સીપાઇ લોક કે જેને માટે હું અહંકાર કરૂં છું તે કોઈ તેને અટકાવવાને સમર્થ થાત નહીં કારણ કે જો તે સમર્થ ન હોત તો આ અહીં આવીજ શકત નહી માટે આ બ્રાહ્મણે મને અહંકારમાંથી જાગ્રત કર્યો છે તેથી તેના ઉપર મારે દયા કરવી જોઈએ એમ વિચાર કરીને તેને કેટલુંક ધન આપીને વિદાય કર્યો.

ઉપરની વાત ઉપરથી એટલો સાર લેવાનોછે કે આ અસાર સંસારમાં સર્વ કોઇ આપણી આંખ આ-ગળ હોશિયારી બતાવેછે પણ જયારે આપણે હાજર ન હોય ત્યારે જેમ મનની ગતી દોડી જાય તેમ કરવાને દરેક માણસ સ્વતંત્ર થાય છે.

## પંડીતના ગુણ વિશે સારદાનંદ પંડીતની કથા.



માળવા દેશમાં ઉજ્જણી નગરીમાં રાજા ભોજ રાજ કરતો હતો તેને ભાનુમતી નામે સ્ત્રી હતી. રાજા રાણી બન્નેમાં બહુ પ્રીતિભાવ હતો. ભોજ રાજા દાનશીળ ધર્મ નીષ્ટ તથા રાજનીતિથી ચાલનારો હતો. પંડીત-ને માન આપતો અને જ્ઞાનવાન પુરૂષોની સારી સેવા

ચાકરી કરતો. એક સમયે રાજા સભામાં બેઠો હતો તેમાં પાંચસેં પંડીતો પણ બેઠા હતા. તે પંડીતની અંદર સારદાનંદ નામે મોટો વિદ્વાન બ્રાહ્મણ પણ બેઠો હતો; તેની બુદ્ધિ એવી તો ચપળ હતી કે તેને કોઇ પણ બુદ્ધિનું કામ સોંપવામાં આવતું તો પાર પડતું હતું. આવી અથાક ચાતુરીથી રાજા તેના ઉપર ઘણોજ મોહી પડયો હતો અને રાજાનું તે પંડીત ઉપર બહુજ માન હતું. જેજે નવા બુટા ઉભા થતા તે એ પંડીતની ચાતુરીનાજ નમુના હતા. જયારે સારદાનંદનુ માન વધ્યું ત્યારે બીજા પંડીતોને એ વાતની બહુ અદેખાઇ ઉત્પન્ન થઇ અને તેઓ સર્વ સારદાનંદને કોઇ પણ બાબતમાં અપમાન મળે તથા તેનું રાજા જે અતી હેત દાખવે છે તેમાં અંતર પડાવીને રાજાના ક્રોધનું કાંઈ પણ તેના ઊપર કારણ બને તેમ કરવાને તેઓ સર્વ તત્પર થઇ રહ્યા હતા. થોડા કાળમાં તે બાબત પાર પાડવી એવો વિચાર કરતા હતા. આજની ભોજ રાજ સભા સારદાનંદની બહાદુરી અને તેના માનની મગરૂર હતી પણ તેમાં મળેલી પંડીતરાજ સભા અદેખાઈથી સારદાનંદની શત્રુતા દાખવતી હતી. હવે થોડો વખત આડી અવળી ગપસપ ચાલી તેમથીજ એક નવો બુટો ઉભો થયો તે એ હતો કેઃ—રાજા ભોજની મરજી ચીત્ર વિદ્યામાં પરિક્ષા કરવાની થઈ.

બધા પંડતો એ વિદ્યામાં હોશિયાર હોય તેમ નહોતુંજ. જે વિદ્વાનો તે વિદ્યાના શોખીલા હતા તેઓને રાજાએ આજની સભા અને તેની સાથે પોતાની રાણી પોતાનાજ સન્મુખ ઉભેલી છે એવું ચીતરવાને ફરમાવ્યું. તેમાં એ સારદાનંદ—સરસ્વતી પુત્ર પણ હતો.

થોડા વખતમાં એ કામ કોણ ઝડપથી કરેછે અને કોની કળા ચડેછે એ જોવાને સર્વે સભાજનો મોટી આતુરતા ધરાવતા બેઠા હુતા અને સારદાનંદે પોતાનું કામ આટપી લીધું. ચીત્ર કાઢતા રાણીની છબી ઉપર ઉતાવળે કલમ ચલાવીને ઉપાડતાં ગુપ્ત ભાગ ઉપર એક શાઇનું બીંદુ પડી ગયું હતું તે એકવાર તો કાઢી નાંખ્યું હતું છતાં બીજીવાર પડવાથી તે બાબત કાંઈ દરકાર કર્યા વગરજ ચીત્ર તૈયાર કીધેલું હતું. સર્વની છબીઓ તૈયાર થઇ ગઇ અને રાજાએ પસંદ કરવાને પોતાની પાસે જોવા મંગાવી. તે સર્વમાંથી અતી સુંદર છબી તે સારદાનંદની બનાવેલી રાજાને ગમી અને તેને માટે અતી ઉંચો મત જણાવી સારદાનંદની કેટલીક પ્રસંશા કરી. આ પ્રસંશા સભામાં બેઠેલા રાજ લોકોને યોગ્યજ લાગી, પણ પંડીતરાજની સભા તેમાં ખોડ ખાંપણ કાઢવાને ઉશ્કેરાઇ ગઇ. જોતાં જોતાં તેઓએ ગુપ્ત ભાગ પર પડેલાં બીંદુને મસ દાખલ ગણીને ભોજ રાજાને તે વિશે સંજ્ઞામાં સમજા-

ચ્યો કે આ શું સારદાનંદ માટે તમે જે મત પ્રગટ કીધું તે યોગ્ય કહેવાય? તેથી ભોજ પણ મોટા વિચારમાં પડી છેવટ ક્રોધને આધીન થઇ બોલ્યો કે અરે, પ્રધાનજી આ સારદાનંદને ગરદન મારો. એ સાંભળીને પ્રધાન ચતુર હોવાથી તથા સારદાનંદની હોશિયારાઈપર ફીદા હોવાથી તેણે છુપીરીતે પોતાના ઘરમાં રાખ્યો તે એવી રીતે કે કોઇએ જાણ્યું નહીં.

હવે છએક મહીના એ વાતને વીતી ગયા એટલામાં એક દીવસના સમે રાજકુમાર શ્રી અજીતસેન કેટલાક માણસોને સાથે લઇને શીકાર ખેલવા માટે ગયો હતો. જતાં જતાં તેઓ સર્વ એક મોટા અરણ્યને રસ્તે ચડી ગયા. રાજ કુમાર એક મૃગ પછવાડે પડવાથી માણસોથી વિખુટો પડી ગયો. એકલો ઘણોજ દૂર નીકલી ગયો તેવામાં રાત પડી ત્યારે એકવડના ઝાડતળે જઇને સુતો. મોડી રાતના જ્યારે બહુજ ભયંકર જાનવરની વસ્તીમાં તે પોતે આવી પડયો છે એવું જણાયું ત્યારે તે ઝાડ ઉપર ચઢી ગયો અને નીચે ઘોડાને બાંધેલો રાખ્યો. ઝાડ ઉપર એક વાંદરો હતો તેણે મિત્રતાના ભાવથી અજીતસેનને પોતાના ખોળામાં નીર્ભયપણે સુવાને કહ્યું અને તેજ મુજબ તે સુતો. થોડા વખત પછી એક સિંહે આવીને ઘોડાને મારી નાંખ્યો તથા એ અજીતસેનના પ્રાણ લેવાને

માટે મોટી મસ્તીમાં ચડયો. આખા ઝાડને હચમચા-
વી નાંખ્યું તથા વાંદરાને વિનંતી કીધી કે તું એ
મારા ભક્ષને નીચે નાંખ કે જેથી હું મારી ધારણા પુર્ણ
કરી ચાલ્યો જાંઉ પણ વાંદરો પુર્ણ મિત્રના ધર્મથી
વાકેફગાર હોવાથી તેણે જણાવ્યું કે તે મારી સાથે
મિત્રતાનો દાવો ધરાવે છે અને નિર્ભયપણે ઉંઘવાને
મેં તેને વચન આપેલું છે. માટે તે વચન ભંગ કરી
તેના મારા ઉપરના વિશ્વાસનો ઘાત મારાથી કદીપણ
થાય નહી. આ સાંભળી આખર સિંહ નીરાશ થઇ
ચાલ્યો ગયો. જ્યારે મોડી રાતના અજીતસેન ઊંઘ
પુરી ઉઠયો ત્યારે તેજ રીતે વાંદરાને ઉંઘવાનું કહી
તેનું માથું પોતાના ખોળામાં લઇને બેઠો. વાંદરો ઉં-
ઘ્યો અને થોડીવારે ભયંકર ચીસો કરતો પેલો સિંહ
પાછો આવ્યો તેણે આખા વડની ડાંખળીઓ હચમ-
ચાવી મુકી તથા અજીતસેનને કહ્યું કે તું હવે મારા
હાથમાંથી બચવાની આશા બીલકુલ રાખીશ નહીં. હું
અહીંથી તારા ઘોડાનો પ્રાણ લઈને તે મારા ખોરાકને
પચાવી પણ ગયો છું અને તેથી મને ઓર વધારે
જોમ આવ્યું છે. જો તારે બચવું હોય તો એક ઊપાય
છે તે એ કે તું એ વાંદરાને મારે સ્વાધીન કર. એ સાં-
ભળી અજીતસેન કે જે મિત્રતાની ખરી ફરજ જાણતો
નહોતો તેણે વાંદરાને તરતજ પોતાના ખોળામાંથી હ-

ળવેથી હડસેલી દીધો. જેવો વાંદરો પડયો તેવોજ જા-
ગ્રત થઈ ગયો, અને આથી સિંહ ખડખડાટ હસી પ-
ડયો. વાંદરાએ જાગ્રતીમાં આવીને પડતાં એક ડાળી-
ના આશ્રયવડે પોતાનો જીવ બચાવી લીધો અને વાં-
દરા પ્રત્યે સિંહે આગળ કરેલી માગણીના અનાદરને
હસી કહાડયું. હવે અજીતસેન પાપના મહાતાપથી
પીડીત થવા લાગ્યો અને વાંદરાની કરેલી વિશ્વાસઘા-
તથી તેનું વદન અતીશય સ્યામ થઇ ગયું. વાંદરે તેને
એ પાપમાટે શ્રાપ દીધો. એ વાંદરાના શ્રાપથી અ-
જીતસેન ગાંડો બની ગયો અને સવાર થતાં નીચે પ-
ડીને તે ઝાડની આસપાસ ગોળ ચકકર ફરવા
અને બોલવા લાગ્યો કે "વિશ્વમેરા" આ શબ્દ તે
વારંવાર ઉચ્ચારતો હતો અને ફેરા ફરતો હતો.

આખો દીવસ અને આખી રાત ચાલી ગઈ પણ
કુંવર હજી આવ્યો નહીં સાથેના માણસો પણ કુંવ-
રની શોધ ખોળમાં થાકીને પાછાં આવ્યાં. આથી
રાજા રાણી અને સઘળા પ્રધાનમાં મોટી વિચાર ભ-
રેલી ગમગીની એકદમ પથરાઈ ગઈ. કેટલાક મા-
ણસોને જુદે જુદે ઠેકાણે જવાને માટે તૈયારી કરાવી
ને મોકલ્યાં. રાજા તથા પ્રધાન અને સાથે થોડાંક હો-
શિયાર.સરદારો અરણ્યને રસ્તે સ્વાર થઇ એ મંડળ
પણ ચાલ્યું. રસ્તામાં ચાલતાં બપોર પછી એક મા-

ણસે ભાળ આણ્યાં મુજબ તે વડ કે જે નીચે અજીત-
સેન ફરતો હતો ત્યાં આવી પહોંચ્યા અને જોયું તો
એક તરફ ઘોડો મરેલો તેનું લોહી અને હાડકાંનો
જથ્થો પડયો છે. કુંવર બેભાન અવસ્થામાં ફરતો
હતો તેને સુખશાત પુછી, પણ તે તો કાંઇ જવાબ દે-
વાને બદલે "વિશ્વમેરા" એક એવોજ શબ્દ બોલ્યા
કરતો જણાયો. આથી રાજાએ જાણ્યું કે કાંઇ પણ
પાપને પ્રભાવે આમ થયું લાગે છે માટે તેને પાલખીમાં
બેસારી ઘરે લઈ જઇએ, એવો વિચાર કરી પાલખીમા
બેસારીને ઘરે લાવ્યા. કેટલાએક વૈદ્ય અને હકીમાત
જાણનારા લોકોને બોલાવ્યા પણ તેથી કુંવર કાંઇજ
સાજો થયો નહીં. રાજાએ પ્રધાનની સાથે મસલત
કરીને કહ્યું કે જો આ વેલાએ સારદાનંદ પંડીત હોય
તો કુંવરને સાજો કરે. તે વખતે પ્રધાન બોલ્યો કે
મહારાજ સારદાનંદની પુત્રી છે તે કુંવરને સાજો કરે
તો તેની પાસે કુંવરને લઇ જઇએ. તેમાં ને સારદા-
નંદમાં કાંઈજ ફેર નથી કારણ કે તે પણ વિદ્વાન સારી
છે. આ સાંભળી રાજા ખુશી થયો. પ્રધાન ઘરે
આવ્યો, પ્રધાને દરબારમાં બનેલી સર્વ વાત સારદા-
નંદને કહી અને સારદનંદ પણ એ સાંભળીને ઘણોજ
આનંદ પામ્યો. બીજે દીવસે રાજા પ્રધાન તથા થોડાંક
પ્રતિષ્ટિત લોકોની મંડળી સાથે કુંવરને એ સારદાનંદને

ઘરે લાવ્યા પછી સારદાનંદ એક પડદો બાંધી પોતે પડદામાં એકલો બેઠો અને રાજા વગેરે સર્વ બહાર બેઠા. તે વખતે સારદાનંદ કુંવરને બોલાવવા લાગ્યો એટલે કુંવર "વિશ્વમેરા" એમ બોલ્યો. પછી સારદાનંદ મિત્રદ્રોહીને માટે દોષ નિવારણ થાય તેવો શાસ્ત્રોકત શ્લોક બોલ્યો તો પણ કુંવરતો "વિશ્વમેરા" એમજ બોલ્યો. પછી બીજો એક શ્લોક સારદાનંદે કહ્યો અને કુંવરને બોલાવ્યો ત્યારે કુંવર બોલ્યો કેઃ— "મેરા મેરા" એટલું બોલ્યો પછી પંડીતે વળી એક શ્લોક કહ્યો તે સાંભળીને કુંવર સાજો થયો. આથી રાજા બહુ હર્ષ પામ્યો અને બીજા બધા ચકીત થયા. પછી રાજાએ કહ્યું કે હે પંડીત કુમારી! આવી રીતે જનાવરની વાણી તેં કેમ પારખી તે મને કહે. તે વખતે પડદામાંથી સારદાનંદ બોલ્યોઃ—દેવના પ્રસાદ વડે કરીને મારી જીભ્હાએ સરસ્વતિ વસેલી, તે હે રાજા! તું જાણતો નથી, માટે તેં ભાનુમતીના ચીત્રમાં મારી કસુર વગરનુ તીલક કે જે મસો હતો તે જોઈને મને ગરદન મરાવવાનું કહ્યું પણ મેં તો જે યથાસ્થિત હતું તે સરસ્વતિ પ્રસાદથીજ કર્યું હતું બાકી બીજી કોઇ વાત વિષે હું જાણતો નહોતો. જે રીતે એ તીલક આળેખ્યું તેજ રીતે આજ આ તમારા કુંવરને સાજો કર્યો માટે એ વાતથી તમારે મારા ઉપર કોઇ પણ

વાતનો અંદેશો લાવવાનું નથી. પછી રાજાએ કહ્યું કે કોણએ સારદાનંદ છે કે? તે કહે કે હશે. આથી પડદો જુદો કર્યો અને રાજા તથા સારદાનંદ બંને માંહોમાંહે મળ્યા. આવી રીતે બંને આનંદ પામ્યા અને રાજાએ તે વખતે પ્રધાનને મોટી સાબાશી આપી. સારદાનંદને પણ મોટું માન આપ્યું, અને રાજા પાછો પોતાને મહેલે ગયો.

ઉપરની વાતથી વાંચનારાએ એટલોજ સાર લેવાકે વિદ્વાન પુરૂષોના ગુણનુંજ ગ્રહણ કરવું પણ દોષને જોઇને તજી દેવા કારણ કે વિદ્વાન જે કાંઇ દોષ કરે છે તે કાંઇક યુક્તિથી પ્રસંગોપાત્ર ઘટીત જાણીનેજ કરે છે પણ તેનો દોષ મુર્ખાઇ ભરેલો હોતો નથી એ નક્કી સમજવું અને જો તેમ મુર્ખાઈ ભરેલો દોષ તે વિદ્વાન કરે તો એમજ સમજવું કે તે વિદ્વાન નથી પણ તેની વિદ્વતા અધુરીજ છે.

## ભલાથીભલો, અને ભુંડાથી ભુંડો તે વિષે કથા.

---

શ્રી માલવા દેશ મધ્યે ઉજેણી, નગરીમાં રાજા ભોજ રાજય કરતો હતો. તે ન્યાયી અને પવિત્ર તથા વિદ્વાનનો પાળક તથા ઘણોજ દાનેશ્વરી હતો. તેની સભામાં પાંચસેં મોટા પંડીતો બેસતા હતા તેમાં એક વિરોચન નામે પણ પંડીત હતો. વિરોચન ઉપર રા-

જાની બહુજ પ્રીતિ હતી. વિરોચનને એકજ પુત્ર હતો તે ઘણોજ વહાલો હતો તેથી તેને કોઈ વાતથી પંડીત દુભવતો નહીં અને જયારે શાળામાં વિરોચન વિદ્યાર્થીઓને શીખવતો ત્યારે પોતાનો પુત્ર સોમશર્મા નામે હતો તેને પોતે ખોળામાં બેસાડીને ભણાવતો તે પણ તે પુત્રની રૂચી પ્રમાણેજ ભણાવતો. જયારે પંડીતનો મરવાનો વખત આવ્યો ત્યારે પુત્રની ઉમર પંદર વર્ષની થઈ હતી. બાપના મર્ણથી સોમશર્મા મતી મુંઢ– થઇ ગઇ અને શોકથી બધું ભણેલું તે ભુલી ગયો. પુસ્તકના પાના હાથમાં લે પણ અક્ષર ઊકલે નહીં. પંડીતની ક્રીયા કરોને પુત્ર ઘરેજ બેઠો રહેતો પણ રાજ દરબારે જઇ પોતાના બાપની જગ્યો સંભાળવાને તે સમર્થ થયો નહીં. રાજા ભોજે સભામાં બીજા પંડીતોને પુછયું કે વીરોચનનો કોઇ છે કે નથી ત્યારે પંડીતો તો દ્વેષીલા હતા તે બોલ્યા કે તેને એક પુત્રછે પણ મુર્ખ છે એ તેના બાપની જગ્યો સાચવે તેવો લાયક નથી. ત્યારે બીજા ઉમેદવાર પંડીતમાંથી એકને વિરોચનની ગાદી આપી અને વિરોચનની સઘલી જીવાઇ પણ એ નવા પંડીને આપી દીધી.

કેટલાક દીવસે એ વાતની ખબર વિરોચનની સ્રીને પડી તેથી તે મહા શોક કરતી ઘરમાં ચીંતાતુર થઇને રડવા લાગી. માને રડતી જોઈને સોમશર્મા

બોલ્યો-કે કેમ માતાજી, તમે કેમ રડોછો. ત્યારે તે બોલી કે દીકરા હું તનેજ રડું છુ કારણ કે તું ઉમર લાયક છોકરો છતાં તારા બાપની જગ્યાએ બીજા પં-ડીતને બેસાડયો અને સઘળી આવક તારા બાપની તે એ પંડીતને આપી દીધી તેથી મને ફીકર થાય છે કે હવે તારૂં શું થશે. ત્યારે સોમશર્મા તેની માને કહેવા લાગ્યો માતાજી શું કરૂં મને ભણતર ઉકલતું નથી અને મારી મતી અતી મુંઝાઈ ગઇ છે. આ સાંભળી તેની માએ કહ્યું કે દીકરા કાંઈ શીખીશ તો તારા લાભની વાત છે. અમે તો થોડા દીવસ છઇએ માટે જો તારી મરજી હોય તો તું શીખને હું તને શીખવું. આથી સોમશર્મા બોલ્યો કે માતાજી નેમ શીખવો. પછી તેની માએ સોમશર્માને એક દીવસ બે દીવસ એમ કરી કરીને સાત દીવસમાં એક શ્લોક શીખવ્યો તે શ્લોક લઇને સોમશર્મા રાજાની કચેરીમાં ગયો. બાણું લાખ માલવાનો ધણી મોટી કચેરી ભરીને બેઠો હતો તેમાં જતાં પગ ઉપડયો નહી તેથી દૂરજ ઉભો રહીને સોમશર્મા શ્લોકનું એક ચરણ બોલીને તરત પાછો વળ્યો. બીજે દીવસે બીજું ચરણ બોલ્યો તે વખતે રાજાની તરફ જરા આગળ વધીને બોલ્યો એ રીતે સાતમે દીવસ રાજાની પાસે જઈને આખો શ્લોક બોલ્યો. તે શ્લોકમાં ભોજની મહત્તા ને

કીર્તિ ત્યા રાજયની રાજનીતી વગેરેનું વર્ણન હતું તે સાંભળી ભોજ પ્રસન્ન થયો. શ્લોકમાં પદ પુર્તિ એવા ભાવાર્થ ઉપર હતી કે ભલાથી ભલું અને ભુંડાથી ભુંડું અને ન માનો તે કરી જુઓ એ અર્થ. તે અર્થ ને વિચારી રાજાએ પોતાની સભામાં તે શ્લોક લખાવ્યો અને જાણ્યું કે કોઇ વખતે ઉપયોગી થઇ પડશે. પછી પંડીતોને પુછ્યું કે આ કોણ છે ત્યારે પંડીતોએ કહ્યું કે એ વિરોચયનો પુત્રછે. એ સાંભળીને રાજાએ એના બાપની જગ્યો એને આપવાનું ફરમાવ્યું. આથી સોમશર્મા ઘણોજ પ્રસન્ન થયો અને રાજાના માનને પામીને ઘેર આવ્યો. ઘરે તેની માતાએ પુત્રનો હર્ષ જોઈને કહ્યું કે દીકરા હવે હું ખુશી થઇછું. એ-રીતે પછી સોમશર્મા રાજસભામાં માન પામતો ગયો તેથી તેની બુદ્ધિ ખુલ્લી થતી ગઇ. એ કચેરીમાં એક હજામ મોખરે બેસતો હતો તેને વરસમાં એક વખત સર્વ કચેરીના લોકો તરફથી એક બે મહોરની મત્તા મળતી હતી તેથી સોમશર્મા પાસે પણ તે હજામ ઉઘરાણી કરવા લાગ્યો, તેના જવાબમાં સોમશર્મ હા આપીશ એમ કહેતો હતો. હજામે જાણ્યું કે મને કાંઈ આપતો નથી તેથી લાગ આવે તો હું તેને પણ પુરેપુરો પજવું. એક વખત એવો બનાવ બન્યો કે રાજાની હજામત કરવાને તે ગયો હતો

તેવામાં પંડીતોની વાત કાઢીને હજામે સોમ-શર્માની વાત છેડી અને કહ્યું કે મહારાજ સોમશર્મા મને કહેતો હતો કે રાજા તો વેશ્યાગમની છે તે વખતે કેટલાક માણસો પણ હતં આ ઉપરથી રાજાના દીલમાં ક્રોધ ચડયો. બીજે દીવસે સભા ભરાઇ ત્યારે સોમશર્મા એક નવી કાવ્ય બનાવી ગયો અને જેવો દરબારમાં જાય છે તેવોજ હજામ તેના સામું જોઇ રહ્યો ત્યારે સોમશર્મા બોલ્યો કે આજ આ કાવ્ય બનાવી જાઉં છું તેની પેદાશ તને આપીશ એમ બોલીને સભામાં જઈ પોતાની જગ્યો એ બેઠો. થોડા વખતે રાજા આવ્યા ત્યારે તેણે પોતાની નવીન કાવ્યા રાજાને બતાવી તેથી રાજા પ્રસન્ન થયો અને આગલ દીવસનો મહા ક્રોધ ચડયો હતો તો કાંઈક સમી ગયો તો પણ તેને એ બદલ શીક્ષા તો કરવી એમ વિચારીને ગરદન મારવાનો વિચાર હતો તે ફેરવ્યો અને એક ચીઠ્ઠીમાં ભંડારીને લખ્યું કે આ ચીઠ્ઠી લાવનાર માણસનાં નાક અને કાન કાપી લેજો. તે ચીઠ્ઠી સોમ-શર્માને આપી તે લઇને સોમશર્મા ઘરે જતો હતો પણ પેલો હજામ વાટ જોઈને બેઠો હતો તેને તે બીડેલી ચીઠ્ઠી આપી. આથી હજામ મનમાં બહુ ખુશી થયો અને તેણે જાણ્યું કે રાજાએ તેને આજ ખુશી થઈને ચીઠ્ઠી આપી છે તેથી મારૂં દળદર જશે. પછી ઘરે

જઈને સ્રીને કહ્યું કે આજે તું સારૂં સારૂં ખાવાનુ કર અને હું ભંડારે જઈને આ ચીઠ્ઠીનું ધન લઇ આવું છું. તે ભંડારે આવ્યો એટલે ભંડારીએ ચીઠ્ઠી વાંચી એકાંત કરીને નાક કાન કાપી લીધાં. હજામ આડું લુગડું રાખી ઘરે આવ્યો. સ્રીએ તેના ધણીને આવતો જોયો, ને લોહીથી ખરડાએલો જાણીને પુછ્યું કે આ શું થયું ત્યારે જણાવ્યું કે કાંઇ નહીં તું કોઈને કહીશમાં. જા આપણા ખેંગાર ભાઈને બોલાવી લાવ કે તે કાંઈ પાટો બાંધી આપે. પછી બીજા હજામે પાટો બાંધ્યો અને ઘરમાં આધા ખુણે તે માવજી હજામ સુતા. બીજે દીવસે નીયમસર કચેરી ભરાઇ ત્યારે પંડીત સોમશર્મા પણ આવ્યો. તેને જોઈને રાજાએ પુછ્યું કે કેમ તમે પેલી ચીઠી ભંડારે વટાવી હતી કે નહીં. ત્યારે તેણે કહ્યું કે મહારાજ તે તો અહીંજ કચેરીનો હજામ મારી પાસે ઘણા દીવસથી માગણી કરતો હતો તેનેજ નવાજેશમાં આપી છે. આથી રાજાએ માણસો મોકલીને હજામને બોલાવ્યો. રાજાના માણસોને હજામની સ્રીએ જણાવ્યું કે તે તો ગામ ગયા છે આવશે ત્યારે મોકલીશ. માણસો એ સમાચાર રાજાને આપ્યા ત્યારે રાજાએ કહ્યું કે જાઓ તે તો તેના ઘરના ખુણે ખાટલે પડયો છે માટે તેડી આવો. માણસોએ ખાટલો ઊપડાવીને હજામને

બોલાવી આણ્યો. પછી રાજાએ તે વાળંદને કહ્યું કે કેમ આ શું થયું ? ત્યારે તે વાળંદ બોલ્યો કે જીવે રાજ જેવું મેં તમારા આગળ ખોટું કહ્યું તેવુંજ ફળ મને મળ્યું. પછી રાજાએ સભાને જણાવ્યું કે જુઓ ભાઇઓ, સોમશર્માનો શ્લોક; તેજ પ્રમાણે રૂડાનુંરૂડું અને ભુંડાનું ભુંડું થાયછે એમ જણાવીને પછી સોમશર્માને મોટું માન આપીને ઘરે મોકલ્યો.

## ચાર વેદીઆની કથા.



એક ગામને વિષે ચાર વેદીયા બ્રાહ્મણ રહેતા હતા તેઓ કાંઈ ભણેલા નહોતા પણ ખેતી કરીને પોતાનું પેટ ભરતા હતા. એક વખત તેઓ પોતાના ખેતરમાં હળ ખેડતા હતા અને મધ્યાન થવાથી થાકીને એકઠા થઇ બેઠા. પછી બીજી ત્રીજી આડી અવળી વાતો કરી, તેમાં એમ સાર હતો કે આપણે દુખીઆ છીએ માટે દુઃખ નીવારણનું ઓસડ ધન છે તે ધન મળેતો આપણું એકે દુઃખ રહે નહીં. પછી એક બોલ્યો કે આપણે આપણા રાજા ભોજ પાસે કાંઇ શ્લોક જોડી લઇ જઇએ તો બીજા પરદેશી બ્રાહ્મણો તેના આશરે આવે છે અને પૈશા લઇ જઈને સુખી થાય છે માટે આપણે તો તેનીજ પ્રજા છીએ, તો તેમાં આપણું એકે દુઃખ રહે નહીં એવો ઉપાય હાથમાં

છતાં કેમ ભુલીએ છીએ, પછી બધાનો વિચાર મળ્યો એટલે નવો શ્લોક જોડવાનું આદર્યું. અંદર અંદરથી એક કહે તું પેહલો બોલને બીજો કહે તું બોલ. પછી એક ઉતાવળીઓ હતો તેણે એટલામાં એક ઉંદર જોયો તે પોતાનું દર ખોદતો હતો તેથી બોલ્યો કે "ખરખરખર ખોદત હે" એ સાંભળી ઉંદર જોવા લાગ્યો ત્યારે બીજો બોલ્યો કે "ટગટગટગ જોવત હે" પછી માણસના ખળભળાટથી ઉંદર નાઠો ત્યારે બીજો માણસ બોલ્યો કે "દડબડદડબડ નાસત હે" પછી ઉંદર દરમાં ચાલ્યો તેથી ચોથાને કાંઈ બોલવાનું મળ્યું નહીં તેથી તેણે તો જેમ મનમાં આવ્યું તેમજ બોલી નાંખ્યું કે "યે જાદવા" એ પ્રમાણે ચારે જણ બોલવાનો મનસુબો કરીને રાજ ભોજની પાસે ઉજેણીમાં ગયા. ત્યાં જઈને પોતે ઠરાવ કરેલો હતો તે પ્રમાણે બોલ્યા. ત્યારે ભોજ રાજા પ્રસન્ન થયો અને તે ચારના બોલ એક કાગલમાં ઉતારી લીધા અને ચારે જણા પાંચ હજારનું ઇનામ લઈને ચાલતા થયા. ભોજનો ભંડારી આવા ઘણા બ્રાહ્મણોને પૈસા આપીને વિચારવા લાગ્યો કે આપણા રાજા તો ખજાનો ઊડાવી દેવાનો મનસુબો લઇ બેઠા છે અને કોઇનું પણ તેમાં ચાલતું નથી. આપણો પગાર તો આ ખજાના ઉપર છે તે જો ખુટી રહેશે ત્યારે પરવારી બેસશું, માટે કાંઇ પણ યુકિત્ત ક-

રીને નીરાંત કરી લઈએ તો ઠીક થાય, એમ વિચાર કરીને રાતને સમે તે હાથમાં ખાતરીઉં લઇને ખજાનાને ઠેકાણે જઈને દીવાલમાં ખાતરીઉં મારયું એવામાં રાજા મહેલમાં બેઠો બેઠો પેલા ચારવેદીઆનો આપેલો શ્લોક પાઠે કરતો હતો તે એવી રીતે કે "ખરખરખર ખર ખોદત હે" આ સાંભળીને ભંડારી ચમકયો, અને આસપાસ જોવા લાગ્યો એટલે વળી રાજાએ બીજું "ટગટગટગટગ જોવતહે" આથી ભંડારીએ જાણ્યું કે આ મારી ધારણા રાજા-જુએ છે તેથી ભાગ્યો એટલે રાજાએ ત્રીજુ ચરણ કહ્યું:- "દડબડદડબડ નાસત હે" તેથી તો વળી ભંડારીએ નકકી જાણ્યું કે આજતો માર્યા ગયા. પછી રાજાએ તરતજ કહ્યું કે:-"યે જાદવા" એટલે એ ભંડારીનું નામ જાદવો હતું તેથી એ સમજયો કે રાજાએ મને ઓળખ્યો પણ ખરો. આથી એકદમ ગભરાયો અને મનમાં વિચાર્યું કે હવે રાજા કાલે સવારે મારા બુરા હાલ કરશે કારણકે આ પાપની વાત તેણે સારી પેઠે જાણી છે. પછી જલદી ઘરે જઇને પોતાના બૈરી છોકરાંને બીજે ગામ મોકલ્યાં અને પોતે ઘરની મીલકતનો સારો બંદોબસ્ત થયો એટલો કર્યો અને એક મિત્રના ઘરમાં છુપો રહયો. સવારે રાજા ભોજ કચેરીમાં આવ્યો ત્યાં સર્વ કામદારો પણ હાજર થયા પણ ભંડારીની જગ્યા ખાલી પડી રહી તેથી ભંડારી

ને માટે રાજાએ તજવીજ કરીને કહ્યું કે આજ ભંડારી ક્યાં રોકાયા છે તેની તપાસ કરો. પછી સરદાર લોકો-એ ભંડારીને ઘરે માણસો મોકલ્યાં, પણ ભંડારીનું ઘર તો બંધ હતું, તેથી રાજાએ તે ખબર સાંભળીને મ-નમાં વિચાર કર્યો કે બીચારા ભંડારીને માથે એવી શુ-આફત આવી પડી હશે કે ઘર છોડીને પણ ચાલ્યો ગયો, વળી મનમાં વિચાર્યું કે મેં બ્રાહ્મણોને બહુ દાન આ-પવા માંડયું છે, તેના માટે તેણે મને સૂચના પણ કરી હતી, એણે એક બે વખત મારી ચીઠીઓ પણ પાછી વાળી હતી માટે તે કદાપી રીસાઈ ગયો હશે. તેથી તેને બોલાવી લાવો એને હું સમજણ પાડું. પછી કચેરી બરખાસ્ત થઇ એટલે જે સરદારને ત્યાં ભંડારી સંતાયો હતો તેણે ભંડારીને જઇને કહ્યું કે આજે તમારા માટે રાજાએ આવો વિચાર જણાવ્યો ત્યારે ભંડારી બોલ્યો કે તમે કાંઇ બોલ્યા, તે કહે કે ના, મારાથી તમને પુછ્યા વિના કેમ બોલી શકાય, ત્યારે ભંડારીએ કહ્યું કે કેમ મિત્ર એ બાબતમાં તમારો શો વિચાર છે ત્યારે તે સરદા ર બોલ્યો કે હું આજે કચેરીમાં જઇશ અને જ્યારે રાજા પાછા તમારી બાબત કાઢશે ત્યારે કહીશ કે મહારાજ ગુનો માફ કરો તો ભંડારીની ભાળ મેળવી આપું. જો રાજાજીની મરજી તમારા લાભમાં હશે તો ઘટીત ક-રીશ. પછી કચેરીના વખતે જ્યારે રાજાએ ભંડારી વીષે

પુછ્યું ત્યારે તે સરદાર બોલ્યો કે જો આપ ભંડારી-
નો ગુનો માફ કરો તો હું તેની ભાળ કાઢી આપું.
આથી રાજાએ સાત ગુના સુધી માફ કરવાનું કહ્યું,
એટલે તે સરદાર ભંડારીને લઇને કચેરીમાં ગયો,
ત્યાં રાજાને નમન કરીને ભંડારીએ પોતાંની હકીકત
જણાવી પણ રાજા તો એ બાબત વીષે કાંઇ જાણતો ન
હોવાથી બોલ્યો કે ખચીત એ વિષે હું કાંઇ પણ જાણતો
નથી, પણ રાતના સમયે વેદીયા લોકનો શ્લોક પાઠે
કરતો હતો, આથી આખી સભા ચકીત થઈ. પછી રા-
જાએ ખજાનચીને જણાવ્યું કે હું જે પૈસો ખરચું છું
તેના લાભમાં આ વાત બની છે, માટે હું કાંઇ મુર્ખ નથી
કે એવી રીતના ફોગટમાં પૈશા નાખીને તમને હેરાન
કરૂં, પણ આથી તો ઉલટું તમે પાપ કરતાં અટક્યા,
અને બાતરીઉં ઊઘાડું રહેત તેથી બીજા માણસો પણ
પ્રવેશ કરત તેનો સઘળો જોખમ તમારે ચોર તરીકે
ખમવો પડત. માટે તમને હાલ જે પાપ કરતાં અટ-
કાવ્યા તે એ પાંચ હજાર રૂપીઆ કરતાં વધારે લાભ
કારક વાત થઈ, માટે વિદ્યાના લાભમાં અમુલ્ય જવા-
હીર એક લેખામાં નથી, એમ સમજીને વિદ્યાનો વધા-
રો કરવો.



# સુસંગત વિષે હંસ અને સિંહની કથા.

કોઇ એક અતી સુંદર વનવાસમાં મહાન સરોવરને તીરે હંસનો સમુદાય બેઠો હતો તેવામાં એક હંસ અને હંસલીનો વિવેક દોષ પ્રેમ ઘેલાઇથી થયો તેથી તેઓને જ્ઞાતી બહાર કાઢયાં ત્યારે રીસ ચડાવીને તે બે જણ ત્યાંથી ઊડી નીકળ્યાં. આગળ જતાં એક તળાવ આવ્યું તેને કાંઠે બેઠાં. ત્યાં તલાવની લેહેરોથી તેમના પગ સ્થીર રહયા નહી અને તેથી હંસે વિચાર કર્યો મેં જ્ઞાતિ વીરોધ કર્યો છે તેથી આ તળાવને તે ગમતું નહીં હોવાથી મને ધીક્કારે છે તો મારે અહીંથી ઉડી જવું જોઈએ એમ વિચારી તેઓ ઉડી ગયાં. ઊડતાં ઊડતાં એક મહાઅરણ્યમાં, મોટા સરોવરને તીરે આવી પહોંચ્યાં કે જયાં અઢાર ભાર વનસ્પતિ ખીલી રહી હતી અને અનેક પ્રકારના રંગ બે રંગી કમળ-ફુલ હતાં ત્યાં એક આંબાના ઝાડ ઉપર બેઠાં. હંસ અને હંસલી આ રળિયામણું વન જોઈને મનમાં ઘણુંજ હર્ષ પામ્યાં, ત્યાં તેઓ પોતાનો માળો બાંધીને રહેવા લાગ્યાં. તે વનમાં એક મોટો પર્વત હતો તે પર્વતની એક મોટી ગુફામાં એક મોટો કેશરી સિંહ રહેતો હતો તે કેશરી સિંહ ત્રીજા પોહોરે તે સરોવર ઉપર પાણી પીવાને આવ્યો તે વખતે પાણી પીને પાછો વળ્યો

ત્યારે હંસ બોલ્યો કે ભાઇ જુહાર છે. તે સાંભળી સિંહ ત્યાંજ આવી બેઠો અને ઊંચે જોયું તો હંસ બેઠેલો જણાયો, તેથી માંહો માંહે વાત કરતાં હેત બંધાયું અને પછી તો એક એક વીના રહી શકે નહીં એમ થયું. એક દીવસ હંસ અને સિંહ બે જણ બેઠા હતા, તેથી વાતો કહાઢીને હંસે કહ્યું કે ભાઇ તમે રોજ ઉડી જીવ મારોછો તે ઠીક કરતા નથી. તે વખતે સિંહે કહ્યું કે ભાઇ એ વસ્તુનો મારે અહાર થયો એટલે તે વગર ચાલતું નથી. સિંહને સો લાંઘણ પડે તો પણ ઘાસ ખાય નહીં.

સિંહા મોટી આખડી, પરમાર્યો ન ખાય;
ત્રીજી ફાળ ન આપડે, તો ગયાકેડ ન જાય ॥

સિંહ બોલ્યો કેઃ હે મિત્ર, સાંભળ! તારા કહેવાથી હું એક દીવસ શિકારે જઇશ, અને બીજે દીવસ સદભક્તિમાં ગુજારીશ. તે વખતે હંસ કહે કે સત્ય રીત કહી. એક દીવસ સિંહ ચારો ચરવાને જતો અને બીજો દીવસ હંસ આગળ બેસી રહેતો. એમ કરતાં કેટલોક વખત વીતી ગયો. એક વખતે પૃથ્વીભુષણ નામે નગરમાં એક સોમલ નામનો બ્રાહ્મણ જન્મ દળિદ્રી હતો તેથી પોતાની સ્રીએ કંટાળો આપવાથી પરદેશ જવાને નીકળ્યો હતો અને રસ્તે જતાં પાણીની તૃષા લાગવાથી તે તળાવપર આવ્યો, અને તે

પેલા હંસની નજરે સવારના પહોરમાં પડયો, તેથી હંસ વિચારવા લાગ્યો કે આજ સિંહનો શિકારે જવાનો વારો છે, માટે આ બ્રાહ્મણને મારી નાંખશે તેનો કાંઇ ઉપાય શોધી આણવો જોઈએ, અને એ બ્રાહ્મણને ઊગારવો જોઇએ, એમ વિચાર કરીને હંસ બોલ્યો કે સિંહ ભાઇ વધામણી છે. ત્યારે સિંહ બોલ્યો ભાઈ શી વધામણીછે? ત્યારે હંસ કહે કે ગુરૂ આવ્યા સિંહ કહે કે આપણું વળી ગુરૂ શેના? ત્યારે હંસ બોલ્યા કે કોઈ વડક્ષત્રી તે વળી નગુરો હોય કે? ગુરૂતો સહુને માથે છે. પછી સિંહ બોલ્યો કે ગુરૂ અને જજમાનનો નાતો કેમ જણાય? ત્યારે હંસ બોલ્યો કે તમે પગે લાગશો ત્યારે એમ કહેશે કે જજમાન મહારાજને આશિર્વાદ. એમ કહે તો જાણજો કે તે તમારો ગુરૂ છે. એવાં હંસનાં બોલ સાંભળીને સિંહ ગુરૂ સામો પગે લાગવા ગયો તેથી બ્રાહ્મણ બોલ્યો કે મહારાજ, મહારાજ, જજમાન મહારાજ આશિર્વાદ. એ સાંભળીને, સિંહે હંસનું વચન સાચું માન્યું. આ મારો ગુરૂ ખરો, એમ વિચારી છેડો ઝાલી હંસ પાસે તેડી લાવ્યો એટલે હંસ કહે કે જે ઉતમ વસ્તુ હોય તે ગુરૂને આપો. એ વચન પ્રમાણે તે ગુરૂને સ્તેની ગુફામાં તેડી ગયો ત્યાં અનેક પ્રકારનાં આભરણ અને અલંકાર તથા મોતી પડ્યાં

હતાં તે સર્વે ગુરૂને દેખાડયાં, તેથી બ્રાહ્મણે પોતાથી ઉપડાય એટલો મોટો ગાંઠડો બાંધી માથે લઇને જવા માંડયું અને ક્ષેમ કુશલતાથી ઘરે આવ્યો ત્યારે તેની સ્ત્રીએ તેને પુછ્યુ કે સ્વામી આટલું બધું ધન કયાંથી લાવ્યા ત્યારે તે બ્રાહ્મણે સિંહ અને હંસની સર્વ હકીકત કહી સંભલાવી. સ્વામી, તમે એકવાર ફરીથી જાવ, એમ વારંવાર તેની સ્ત્રી કહેવા લાગી. એમ દીનદીન પ્રતે કહેતાં ત્રણ વરસ વહી ગયાં. પછી તો એક વખત સ્ત્રી ઘરમાં કલેશ કરવા મંડી તેથી કંટાલીને જવાની હાપાડી. સ્ત્રીએ ભાતું તયાર કરી આપ્યું અને તે બ્રાહ્મણ હરીક્ષેણ સિંહ પાસે જવાને નીકળ્યો, ચાલતાં ચાલતાં તે વનમાં બે ત્રણ દહાડે આવી પહોંચ્યો. હવે ત્યાં સિંહનીશી હકીકત છે, તે જુએછે તો પેલા હંસને તો મનાવીને તેની જાતના માણસો લઇ ગયાં હતાં. તેને ઠેકાણે તો કાગડોને કાગડી આવીને બેઠાં હતાં. તેઓ સિંહની સાથેમિત્રાઈ રાખતાં હતાં. સિંહ પણ સમજતો હતો કે મારા હંસની જગ્યામાં આ એક વસ્તી છે, એમ જાણીને તે ત્યાંજ બેસતો ઉઠતો હતો. એક દીવસ કાગડો કહે સિંહ ભાઇ તમે એક દીવસ ચારા માટે જાવછો અને એક દીવસ નથી જાતા તેનું કારણ શું ? તે વખત સિંહ કહે કે મેં એક દીવસ મારા હંસ ભાઈને આપ્યો છે, તે જો પ્રાણ જાયતો પણ વચન ભંગ

કરૂં નહીં. એ સાંભળીને કાગડો અણબોલ્યો રહ્યો. હવે તે કાગડે એક દીવસ સવારમાંજ પેલો બ્રાહ્મણ આવતો દીઠો, તેથી સિંહને કહેવા લાગ્યો કે સિંહ ભાઈ વધામણી છે વધામણી. આજ તમારે પારણું છે તે માટે બેઠાં બેઠાં ભક્ષણ આવ્યું. એ સાંભળીને સિંહ આળસ મરડી ઉભો થયો, પાધરો સામો ચાલ્યો અને બ્રાહ્મણને ઓળખ્યાથી પગે લાગ્યો. બ્રાહ્મણે તેને આશિર્વાદ દીધો ત્યારે સિંહ તેનો છેડો ઝાલીને તેની ગુફામાં લઇ ચાલ્યો, તેથી કાગડો બોલ્યો કે સિંહ ભાઇ શું પેટ ભરા થશો. ખુણે જઇને ખાશો ? ત્યારે સિંહ બોલ્યો કે આતો મારા ગુરૂ છે. મારા હંસ ભાઈએ ગુરૂ કરી આપ્યા છે. ત્યારે કાગડો કહે કે આપણને જનાવરને વળી ગુરૂશા ? ત્યારે સિંહ કહે કે પ્રાણ જાયતો શું થયું પણ ગુરૂ લોપી કેમ થઇએ. એમ કહીને ગુરૂને ગુફા કને લઇ ગયો અને આગળની પેઠે ધન આપીને પાછો વાળ્યો. તેને વોળાવવાને સિંહ દુર સુધી ગયો અને બ્રાહ્મણને છેલ્લા નમસ્કાર કરીને કહ્યું કે:—

હંસાતે પર દ્વીપે ગયા, હંસ સ્થાનેજ વાયસા;
કુપ્રધાને રાજતો ગયું, હવે આવીશ નહીં પંડીતા.

એમ કહીને સિંહ પાછો વળ્યો અને બ્રાહ્મણ ધન લઈને પાછો આવ્યો માટે જેને જેવી-સંગત તેને તેવાં કામ કરવાની મતી થાય.

## કુસંગત વિષે હંસ અને કાગડાની કથા.

મહાનસરોવરમાં એક હંસ અને હંસલી રહેતાં હતાં, અને તે મહાનસરોવરની પાળ ઉપર એક વડનું મોટું ગંભાવર ઝાડ હતું તેના ઉપર માળો બાંધી રહેતાં હતાં. એક સમે એક કાગડો ઉડતો ઉડતો આવીને તે વડ પર બેઠો, તેને જોઈને હંસે સારો આવકાર દીધો અને મનમાં વિચાર કર્યો કે:—

જે જેને ઘેર પાહુણો, તે તેહને ઘેર દેવ;
સંપત હોય તો કીજીએ, તેહની સારી સેવ.

એમ વિચાર કરીને ઝાઝા મેવા મીઠાઈ તેની પાસે મુકયા તે કાગડો ખાઇને સંતોષ પામ્યો. પછી માંહો માંહે હંસને અને કાગડાને મિત્રતા બંધાણી. એક દીવસ કાગડો કહેવા લાગ્યો કે મિત્ર હું તારે ઘેર રોજ આવું છું પણ એક વખત તમે મારે ઘરે નહીં આવો તો આજ પછી હું તમારે માળે નહીં આવું. ત્યારે હંસે વિચાર કર્યો કે મિત્રતા છે તે કાચો તાંતણો છે તેને તુટતાં કશીવાર લાગતી નથી, એમ જાણીને કહ્યું કે ભલે આવીશ. પછી એક દીવસ કાગડો હંસને તેડીને પોતાને માળે લાવ્યો. તે માળો લીંબડાના ઝાડ ઉપર હતો ત્યાં હંસ અને કાગડો બે જણાં આવીને બેઠા. તેવામાં કનકપુર નગરનો રાજા કનક સેન નામે હતો તે

શીકારે નીકળ્યો હતો અને ફરતો ફરતો તે લીંબડા હેઠે આવીને બેઠો. તે ઝાડની શીતળ છાયાને લીધે રાજા આરામ પામ્યો. રાજા ત્યાં ઘોડાનો સામાન ઉતારીને આડે પડખે થયો તેવામાં તેને એક બગાસું આવવાથી મોં પોહોળું કર્યું એટલે કાગડો ચરકયો તે પેલા રાજાના મોઢામાં પડયું તેથી રાજાને ક્રોધ ચડયો અને બાણ ચડાવ્યું એટલે કાગડો તો ઉડીને બીજી ડાલે બેઠો અને બાણ છુટયું તે પેલા હંસને વાગ્યું તેથી તરફડતો તરફડતો રાજાના મોં આગલ પડયો. પડતા પડતાં એક શ્લોક બોલ્યોઃ—

નહી કાગો મહારાયં । હંસોયં વિમળે જળે ॥
નીચ સંગ પ્રસંગેણ । મૃત્યુ રેવ ન સંશય ॥

## કવિત.

હંસ અરૂ કાગ રહે તરૂ ઉપર, દોનું પરસ્પર ચીત મીલાયો,
તેહ સમે કોઉ ભૂપતી ખેલત, છાંહની દ્વારજ ત્યાં તિહાં આયો;
કાગ કુજાતને વિષ્ટ કરી, નૃપતાં એક બાણ પઠાયો,
કાગ ગયો રહ્યો હંસ સુવંશકે, નીચકી સંગતસે મૃત્યુ પાયો ॥

તે વખત રાજાએ સાંભળીને ઘણોજ શોક કર્યો અને તરતજ હંસ મરણ પામ્યો.

## પરોપકાર અને ક્ષમા ગુણ વિશે કથા.



અંગદેશમાં કુસુમપુર નગરમાં ભાનુ રાજા રાજ્ય કરતો હતો તેને સુબુદ્ધિ નામે પ્રધાન હતો. એક

વખત તે નગરમાં પરદેશથી કોઇ સોદાગર કેટલાક ઘોડા લઇને આવ્યો. તે ઘોડા જાતવાન જાણીને રાજા તથા પ્રધાને પારખું કરવાનો વિચાર કર્યો અને એક ઘોડા ઉપર રાજા તથા એક ઘોડા ઉપર પ્રધાન એ પ્રમાણે બંને બેઘોડાપર બેઠા. જેવા ઘોડાની વાગ દબાવી ઘોડા ચલાવ્યા તેવાજ પંખીની માફક ઘોડા ઉપડયા. રાજા તથા પ્રધાન જેમ જેમ ઘોડાની વાગ તાણે તેમતેમ ઘોડા ખુબ દોડતા જાય, તેમ કરતાં દસ બાર ગાઉ નીકળી ગયા. ત્યારે રાજા કહે પ્રધાન હવે તો હાથમાંથી લોહીની શેડો છુટે છે માટે ઘોડાની વાગ મુકી દઇએ એમ કહીને વાગ મુકી દીધી તે વખત ઘોડા ઉભા રહ્યા, તે વખત રાજાએ પ્રધાનને કહ્યું કે આ ઘોડા તો અવળી વાગના છે એમ વાતો કરતા હતા તેવામાં એક વડની શીતળ છાયા જોઈને તેની નીચે આરામ લેવાને બેઠા. તે વખતે રાજા પ્રધાનને કહેવા લાગ્યો કે મને બહુજ તરશ લાગી છે તેથી મારા પ્રાણ જાય છે તે સાંભળ ને પ્રધાને રસ્તામાંથી બે ત્રણ આંબળાં લીધાં હતાં તેમાંથી એક આંબળું મોમાં રાખવાને આપ્યું અને પોતે ઝડ ઉપર ચડીને પાણીની શોધ લીધી પણ આસપાસ નજીકમાં પાણી હોય એમ જણાયું નહીં. પ્રધાન ઝાડ ઉપરથી હેઠો ઉતર્યો અને ઘોડા છોડી પુર્વ દીશામાં પાણીની શોધ કરવાને ગયો. ઘણે દૂર સુધી તેણે એ દીશામાં ચાલ્યા કર્યું

પણ પાણી હાથ લાગ્યું નહીં તેથી વધારે આગળ ચાલવાને તેણે માંડી વાળ્યું અને પાછો આવ્યો અને રાજાને બીજું આંબળું આપ્યું. પછી પશ્ચિમ તરફ ગયો ત્યાં પણ પાણી હાથ લાગ્યું નહીં તેથી નીરાશ થયેલા રાજા પાસે પરિશ્રમથી ઘેરાયેલા ચહેરે આવ્યો, એ જોઇને રાજાએ જાણ્યું કે મારે માટે પ્રધાન બહુજ મહેનત લે છે, તોપણ આજે તેને પાણી હજી મળતું નથી. પછી ત્રીજું આંબળું આપીને પ્રધાન દક્ષિણ દીશામાં ગયો ત્યાં ચાર પાંચ ગાઉપર પાણી મળ્યું તે એવી રીતે કે એક વણઝારો ચાલ્યો આવતો હતો તેની પાસે થોડુંક પાણી હતું તેમાંથી બહુજ કાલાવાલા કરીને થોડું પાણી લઇ આવ્યો, અને રાજા જે બશુદ્ધ અવસ્થામાં પડયો હતો તેને પોતાના ખોળામાં સુવાડીને થોડે થોડે પાણી પાવા માંડયું, એટલામાં કેટલાંક માણસો રાજાને શોધતાં શોધતાં તે જગ્યાએ આવી ચડયાં. આ વખત રાજાને સારીપેઠે શુદ્ધિ આવી હતી અને પ્રધાનનો ઉપકાર વર્ણવવાને મનમાં મોટી ધામધુમ ચાલી રહી હતી. પેલો માણસોનો કાફલો પોતાની સાથે પાણી અને સુખડી વગેરે ખોરાક પણ લઇ આવેલ તેથી રાજાઓ અને પ્રધાને તેમાંથી ખાઈ પી પાછા તાજા થઇ. ને ઘોડા ઉપર સ્વાર થઈ રાજધાનીમાં આવ્યા અને જોઇએ તેટલા સારા ઘોડા ખરીદી સોદાગરને રજા આપી.

એ બનાવ બન્યા પછી રાજા અને પ્રધાન વચ્ચે જે પ્રીતી હતી તેમાં ઘણોજ વધારો થયો. રાજા પોતાની સર્વ દોલત છે તે સર્વ તેનીજ છે એમ ખરા અંતઃકરણથી માનતો અને પ્રધાનને પણ તેજ પ્રમાણે કરવાના વિચારો વારંવાર થતા, અને કોઇ કોઇ વખત તો પ્રધાન અને રાજા ઉમળકાથી મળતા અને હર્ષથી ફુલાઇ જઈ પ્રેમનાં આંસુઓ ગેરવતા. રાજાએ મિત્રતાનો સંબંધ એટલો તો વધારી દીધો હતો કે તેને પ્રધાનથી જુદા થવું એ બહુજ શોકનું કારણ થઇ પડતું.

એક વખત પ્રધાને રાજાને પોતાને ઘરે જમવાને તેડયા અને પોતે રાણી પાસે જઇ તેને પણ આગ્રહ પુર્વક જમવાને માટે આવવા કહ્યું એટલે તેણે તૈયારી કરી લુગડાં પહેરવા માંડયાં. આ વખતે પ્રધાને રાજાના બે વરસના કુંવરને કપડાં લત્તાંથી શણગાર્યો અને પોતેજ તેડી લીધો અને રાણીને કહ્યું કે કુંવર ભલે મારી પાસે રહ્યા. પછી પ્રધાનને ત્યાં રાજા રાણી વગેરે આવ્યાં અને ઘણો વખત સુધી પ્રધાને રાજારાણીનો પરોણાગતનો સારો લાભ લીધો. રાણીએ રજા માંગીને જવા માંડયું ત્યારે દાસીને કહ્યું કે તું કુંવરને તેડી લાવ દાસી પ્રધાન પાસે આવીને કુંવર માંગ્યો ત્યારે પ્રધાને કહ્યું કે તું રાણીને કહે કે કુંવર હાલમાં ઊંઘમાં છે માટે જાગશે ત્યારે પહોંચાડીશું. તે પ્રમાણે દાસીએ રાણીને

કહ્યું, એટલે રાણી કાંઇ બોલ્યા વગર માથું ડોલાવી ચાલતી થઇ. પછી રાજા પણ ઘેર ગયા અને એ વખતે ઘણીજ મોડી રાત થઈ ગઈ તેથી રાણીએ વળી ફરીથી એક દાસીને મોકલીને કુંવરને લાવવાનું કહ્યું. આ વખત પ્રધાને ગામના પાદરથી તરતનું મરી ગએલું એક બાળક લાવીને તેને નવડાવી ધોવડાવી કુંવરના લુંગડાં પહેરાવીને ફુલ વગેરેથી શણગારી જે પારણામાં કુંવર ઊંઘતો હતો તે પારણામાં તે મરીગયેલા છોકરાને સુવાડયો. તે દાસી જેવી આવી તેવીજ પ્રધાનને કહેવા લાગી કે કુંવરને રાણી તેડાવેછે, ત્યારે પ્રધાને પેલા પારણા આગળ આવીને કહ્યું કે જોયો આ તારી રાણીનો કુંવર ! શું તેને રાખીને અમારે ચાટવો હતો કે? આવી રીતે વારંવાર અવિશ્વાસ લાવેછે. લઈ જા આ કુંવર રહ્યો એમ કહી પારણા ઉપરથી લુગડું દુર કર્યું અને કહ્યું કે લ્યો આ કુંવર મુઆ. પછી દાસીએ જોયું તો મરેલું મડદુ દીઠું તેથી હાય હાયની બુમો બુમો મારતી રાણી પાસે ગઇ અને કહ્યું કે પ્રધાને કુંવરને મારી નાંખ્યા અને મડદું મેં જોયું તેને ઘરમાંજ દાટવાની તયારી કરેછે. આ વાત રાણીએ રાજાને કહી પણ રાજાએ તે વાત મશ્કરી કરીને હસી કહાડી. ત્યારે રાણી બોલી શું આમ કરવું આ વખતે આપને યોગ્ય છે? ત્યારે રાજા બોલ્યો કે મરી ગયો હશે તો આપણે

શું કરીશું, કાંઇ પાછો આવી જવાનો હતો કે? એટલે તું મને શોક કરવાનું કહેછે. આથી રાણી શોક કરતી પોતાના મહેલમાં બેશી રૂદન કરવા લાગી, તેથી આખા ગામમાં એ વાત ફેલાઈ ગઈ અને બીજે દીવસે ગામના લોકો શોકથી હડતાલ પાડી બેઠા. રાજાએ સવારમાં પ્રધાન આવ્યા ત્યારે પુછ્યું કે કેમ કુંવરનું શું થયું? ત્યારે પ્રધાને કહ્યું કે મેં દાસી આવી ત્યારે ઉઠાડતાં મરેલા દીઠા. આથી રાજાએ એ વાત પડતી મુકી બીજી વાતો કરવામાંડી પણ કુંવર સંબંધી પ્રધાનનો શોક વધારે દીઠો તેથી રાજાએ કહ્યું કે તું મારો પ્રાણ સમાન મિત્ર છે અને તારો મારે વિશ્વાસ છે માટે નિર્ભયપણેથી રહેજે. રાત્રે રાણીને પણ શોક કરતી જોઇને રાજાએ કહ્યું કે પ્રધાન મને જીવતદાન આપનારો છે માટે તેણે મારો પુત્ર માર્યો તો શું, હું એનું વેર લેવાને શીક્ષા કરૂં એમ તો કદી બનવાનુંજ નથી. પછી રાણીએ પણ રાજાની એવી વાત સાંભળીને વિચાર્યું કે રાજાને તો તેના ઉપર પ્રીતી છે તેથી તેને કાંઇ પણ કરનાર નથી માટે શોક કરવો તેમાં સાર નથી. પછી કેટલીકવાર રાણીને છોકરાનું સમરણ થઇ આવ્યું હોય ત્યારે તે છાની છાની રડતી દેખાતી પણ પ્રધાનને માટે જરાએ તેનાથી રાજા પાસે કહેવાની હીંમત ચાલતી નહીં.

કેટલેક દીવસે રાજાએ કુંવરનો શોક છોડીને એક સભા ભરી, અને ભર સભામાં નગર લોકનો શોક મુકાવવાને પોતે જાતે ઊઠીને પાનનું બીડું હાથમાં લીધું અને બધાને કહ્યું કે ભાઈઓ હવે મારા પૂત્રનો શોક આજથી છોડી દેો, અને આજથી પોતાના શુભ -કાર્ય કરવાને અને આનંદ ભોગવવાને હું છુટ આપું છું તે પ્રમાણે કરો. આથી સહુ પ્રજાએ રાજાની કચેરીમાંથી પાન લીધાં અને શોકનો પોષાક તે દીવસથી તજી દીધો.

કુંવરની વાતને છ મહીના વીતી ગયા પણ પ્રધાનને અને રાજાને જે પ્રીતી હતી તેમાં કાંઈજ ફેરફાર થયો નહીં. ત્યારે પ્રધાને વિચાર્યું કે હવે હું મોટી ધામ ધુમ કરૂં અને મારા ઘરમાં મારી દીકરી જે મોટી થઇ છે તેનાં લગ્ન કરૂં એમ ધારીને દીકરીના લગ્ન કર્યા પણ તેથી કાંઇ રાજા ઉદાસ ન થયો અને પ્રધાન શીરપાવ પાઘડી અને મોટી રકમ એ શુભ કામમાં ભેટ મોકલી. આથી પ્રધાન ખુશી થયો.

વળી બીજા છ મસીના થયા ત્યારે કુંવરની મરણ તીથીનો દીવસ આવી પહોંચ્યો. તે દીવસ ગામમાં હડતાળ પડી અને રાજા તથા રાણી અને સર્વ પુર વાસીઓએ શોક પાળ્યો. આ વખત રાજા કચેરી ભરીને થોડાંક માણસ સાથે શોકમાં બેઠો હતો તેવામાં પ્રધાને મોટી ધામધુમ કરીને વાજીંત્રો, વાહનો તથા હાથી

વગેરે પોતાને ઘરે લઇ જઈને પોતે સારાં લુગડાં પહેર્યાં તથા રાજ કુંવર જે પોતાને ઘરે છુપો રાખ્યો હતો તેને શણગાર્યો ને હાથીની અંબાડીમાં પોતાની સાથેજ બેસાડયો અને હજારો માણસોને ઉંચો પોષાક આપીને મોટી ધામધુમથી ગાજતે વાજતે દરબાર ભણી ચાલ્યો. આ વાતની ખબર રાજા પાસે કોઈ માણસે કહી કે પ્રધાન તો આજે આવી મોટી ધામધુમથી આપની પાસે આવેછે. આ સાંભળી રાજાએ વિચાર્યું કે તે આમ કરે છે તેથી ભલેને વધારે ધામધુમ કરે તેમાં મને કાંઇજ હરકત નથી, તેને તેમ કરવું ઠીક લાગ્યું છે તો તેમ કરવા દો. એટલામાં કુંવરને આગળીએ વળગાડી પ્રધાન કચેરીમાં આવ્યો અને પ્રધાને રાજાને કહ્યું કે આ આપના કુંવરજી આવ્યા તેમને તમે સંભાળી લ્યો. આથી રાજા અને સર્વ કચેરીના માણસો મોટા અચરજમાં પડ્યા અને પ્રધાનની સ્તુતી કરીને આનંદ જણાવ્યો. કુંવર રાજાને પગે લાગ્યો અને રાણી પાસે જઇને નમ્યો આથી સર્વ ખુશી થયા અને રાજાએ પ્રધાનને મોટું માન આપ્યું અને ભરોસાદાર મિત્ર ગણ્યો. એ ઉપરથી સાર એટલોજ કે ઉપકાર કરનારનો આભાર માનવાને અને ક્ષમા કરવાને સર્વ માણસે શીખવું જોઈએ.



## ફળી કાળમાં લબાડી માણસનો પોહોરો છે તે વિષે કથા.

માનસરોવરમાં હંસ અને હંસલી રહેતાં હતાં ત્યાં એક વખત એક કાગડો અને એક કાગડી ઉડતાં ઉડતાં આવ્યાં. તે વખતે હંસે વિચાર્યું કે એ પણ પંખી અમે પણ પંખી, એ કાળો ને અમે ઉજળાં એ તો ઠીક નાત છે અને તેઓની પરોણા દાખલ ચાકરી કરૂં. એમ વિચારીને ઘણા પ્રકારનાં ફલ ફુલ તેના મુખ આગળ મુક્યાં. તે દહાડાથી માંહો માંહે પ્રીતિ થઇ. પછી કાગડો હમેશાં ખાવાને લોભે ત્યાં આવતો હતો એમ કરતાં છ માસ થયા તે વખતે કાગડો એક દીવસ ઘણો આદર કરી બોલવા લાગ્યો કે તમે આજે તો મારે માળે આવો, કારણ કે હું તમારો પરોણો ઘણા દીવસથી થાઉં છું, માટે તમે આજતો પધારો, હંસ અને હંસલીને તેડીને કાગડો પોતાને માળે આવ્યો. કાગડે તેમની પરોણા ચાકરીમાં કોઈ ગરોળીની પુંછડી અને એવીજ બીજી ગંદી અને ખરાબ ચીજો હંસ અને હંસલીની પાસે લાવી મુકી, જેથી હંસ મનમાં ઘણોજ પસ્તાયો: અને હંસલી પણ ઘણીજ ગભરાઇ ગઈ. એમ કરતાં રાત પડી ગઇ ને રાતે ચારે જણ એકઠાં રહ્યા. સવાર

થતાંજ હંસ રજા માગી ચાલી નીકળ્યો, તે વખતે કા-
ગડો પાછળથી જઇને હંસલીની પાંખે વળગ્યો, ત્યારે
હંસ કહે કાં ભાઈ પાખે વળગો છો? તેથી કાગડો કહેવા
લાગ્યો કે એ હંસલી તો મારી છે અને તારી સ્ત્રી તો
કાગડી છે માટે કાગડીને તેડી જા. હંસ બોલ્યો કે હું
ઉજળો અને મારી સ્ત્રી પણ ઉજળી અને તું કાળો
અને તારી સ્ત્રી પણ કાળી, તે વખતે કાગડો બોલ્યો
શું કાળાને ગોરી સ્ત્રી ન હોય? એમ કરતાં જો તારા
મનમાં ન આવે તો ચાલ આપણે ન્યાય કરાવીએ, એ-
મ કહીને ચાલ્યા અને પાધરા નટગામને ચોરે આ-
વ્યા, ત્યાં આવીને ચારે જણ બેઠાં. તે વખત કાગડો
પટેલને કહેવા લાગ્યો કે તમે જો મારૂં ઉપરીપણું ન-
હીં કરો તો તમારાં છોકરાંની અને ઢોરની હું આખો
ફોલી ખાઇશ. પટેલ પણ વિચારમાં પડયો અને કહ્યું
કે માણસ ધારે તે કરે. કેટલાક લોક તે જગ્યો એ
એકઠા મળીને બેઠા હતા તેમાં કાગડો કહેવા લાગ્યો કે
ભાઇઓ અમારો ન્યાય કરશો કે:—"શું કાળા માણસને
ગોરી સ્ત્રી નહોય?" તે સાંભળી સહુ બીકના માર્યા બોલ્યા
કે:—ગોરા માણસને કાળી સ્ત્રી અને કાળા માણસને ગોરી
સ્ત્રી હોય. સર્વ માણસોએ મળીને એવો ન્યાય કર્યો તેથી
હંસ અને હંસલીએ રડવા માંડયું, અને કાગડો પણ રડ
વા માંડયો. તે વખતે સહુ કહેવા લાગ્યા કે હંસ અને

હંસલી રડે છે તે તો ન્યાયે કરીને રડે છે, પણ કાગડા તું શું કરવા રડે છે? ત્યારે કાગડો બોલ્યો કે હું તમને રડું છું કેમકે તમે મળીને અમને અન્યાય આપ્યો તે વખતે સહુ કહેવા લાગ્યા કે આજ તો લબાડ માણસનો પોહોર છે. એ વચન સાંભળી કાગડો હંસને પગે લાગ્યો આ હંસલી હંસને સ્વાધીન કરી પછી હંસલી પાછી આવી અને કહે ભાઇ આજ પછી અમારી જાતનો વિશ્વાસ કદી પણ કરીશ નહીં. એમ કહી તેઓ માનસરોવરે પોહોંચ્યાં અને સુખે રહ્યાં.

## કર્મ ઉપર વછપાસની કથા.

એક વખત કૈલાસમાં સર્વ દેવતા મળી બેઠા હતા. તે વખત ધર્મ, કર્મ, સત અને લક્ષ્મિ એ ચારને માંહો માંહે સંવાદ થયો તેથી ધર્મ કહે હું મોટો અને કર્મ કહે હું મોટો, લક્ષ્મિ કહે હું મોટી અને સત કહે હું મોટો છું. એમ ચારે જણ વાદ કરવા લાગ્યાં અને ટંટો વધી પડયો તે બાબતનો ન્યાય કરાવવાની ગોઠવણ કરીને તેઓ બ્રહ્મા જી પાસે ગયાં. બ્રહ્માજીએ તેમનો ન્યાય ચુકાવવાને પોતાથી નહીં બને એમ જણાવ્યું અને ઇંદ્ર પાસે જવાને કહ્યું. ઈંદ્રે પણ અશક્તિ જણાવી અને કહયું કે જો તમારે ન્યાય મેળવવો હોય તો મૃત્યુ લોકમાં મળશે, એમ કહી ઈંદ્રે તેમને રજા આપી. પછી ચારે જણા

મૃત્યુ લોકમાં આવ્યા. તેઓ પાધરા શ્રી શૂરનગરમાં સુખેણ નામે રાજા રાજ્ય કરતો હતો નગરમાં આવ્યાં, ત્યાં આખું ગામ ફર્યા પણ કોઇ ઉતારા જેવી જગ્યા મળી નહીં કારણ કે તે ગામમાં કોઈ દળિદ્રી રહેતું નહીં કે જેને ઘેર તેઓ (દેવ) ઉતારો કરે. એમ ફરતાં ફરતાં પુર્વ દીશાના દરવાજા તરફ એક થત્રીશ નામે ડોસી રહેતી હતી તેને વછપાળ નામે એક દીકરો હતો તે હમેશાં ગામના વાછરૂ ચારતો હતો. ડોસી પારકું કામ કરીને ઘરનો ખરચ ચલાવતી હતી. તે ડોસીને ઘરે ચારે દેવતા સાધુનું રૂપ લઇને તે ડોસીને ત્યાં આવ્યા. આ સાધુરૂપે ચારે દેવતા ડોસીને આંગણે આવ્યા ત્યારે તે બોલી કે મહારાજ જાળવજો મારાં વાછરડાં ભડકાવશો. તેથી દેવતા બોલ્યા કાંઈ ફીકર નહીં. એમ કહીને ડોસીની ઓશરીમાં જઇ બેઠા. થોડી વાર પછી ડોસીને કહેવા લાગ્યા કે કાંઇ વાસણ કુસણ ઘરમાંથી લાવો તો રસોઈ પાણીની તજવીજ કરીએ. એ સાંભળી ડોસી બોલી કે મારા વીરાઓ મારે ઘરે તો મેં કાંઇ રાંધ્યું નથી. ત્રણે ટાણા ગામમાંથી રામ રોટલા માગી આણું છું તે મા દીકરો ખાઇ પી સુઇ રહીએ છીએ અને આવરદાના દહાડા પુરા કરીએ છીએ અમારા જેવાં ગરીબ માણસને ત્યાં તમારા જેવાં મોટા પુરૂષના પગલાં થયાં તેથી હું મારો દાહાડો આ-

જથી ચડતો સમજું છું. પણ વાસણ કુસણની તજ-
વીજ હું નથી કરી શકતી એ મારા નસીબની વાત
છે. તે ડોસીની આ વાત સાંભળીને દેવતાઓ સમ-
જયા કે આ ગરીબ ડોસીનું કોઈએ નથી, અને આશા-
માં જે વકારો કરતી માલમ પડેછે તે એક છોકરાના-
જ સારૂ છે અને તેથી તેના ઉપર અતી દયા ભરેલી
નજરથી જોઈને કહ્યું કે સિધું પાણી લેવાને-માટે આ
એક રત્ન લ્યો તેને વટાવીને જલદી બને તેમ સીધું લઇ
આવો. પછી ડોસી વાણીઆને ઘેરથી સીધું લાવી
તેમાં ઘી ખાંડ વગેરે કાંઇ રસોઇના કામમાં બાકી રહે
તેવું રાખ્યું ન હતું. પછી મન ભાવતી રસોઈ તૈયા-
ર કરીને જમવા બેઠા અને ડોસીને પણ જમવાને બે-
સાડી. એક વાસણમાં સર્વે ભોજન સામગ્રી ભરીને તે-
ના દીકરા કાજે પણ આપ્યું અને જ્યારે તેનો દીકરો
સાંઝ પડતાં આવ્યો ત્યારે તેણે પણ ખાધું અને ઘ-
ણોજ રાજી થયો ત્યારે તેની માને કહેવા લાગ્યો કે મા
તું એ પરોણાઓને પાંચ સાત દીવસ સુધી રાખજે
એમ રોજ રોજ કહેતો હતો. રોજ રત્ન આપી વા-
ણીઆને ત્યાંથી સીધું લેતાં હતા. સાતમે દીવસે રત્ન
આપીને સીધું લે છે તેવામાં કોટવાલે તે દીઠું. કોટ-
વાળે રાજાને વાત કરી અને રાજાએ વાણીઆને બો-
લાવ્યો અને પુછ્યું ત્યારે તેણે કહ્યું કે મને સાત દી-

વસનાં સાત રતન આપીને સીધું લઈ જાય છે, પછી હું કેમ જાણું કે તે કોને માટે લઇ જાય છે. રાજાએ વણીકને રજા આપી અને ડોસીને બોલાવીને પુછ્યું કે આ રત્ન તારી પાસે ક્યાંથી? તે સાંભળી ડોસી બોલી કે મારો દીકરો નિત્યે વાછરૂ ચારવા જાયછે તેને જંગલમાંથી એવા કાંકરા નિત્યે હાથ લાગે છે. તે લઈને નિત્યે ઘરે આવે છે. રાજા કહેવા લાગ્યો કે તમે જાણો છો કે તમારા ઘરમાં કેટલાં રત્નોછે? ત્યારે ડોસી બોલી કે એક ઘડો ભર્યો છે તેથી રાજા કહેવા લાગ્યો કે તે રતનનો ભર્યો ઘડો અમને બતાવો, તે વખતે ડોસી કહે કે ભલે તો લઇ આવું છું. એમ કહીને પાધરી તે સન્યાસીઓ પાસે આવી. અને રાજાની સાથે જે વાત થઈ હતી તે સર્વ વાત તેઓને કહી સંભાળાવી તેથા સાધુ પુરૂષોએ ડોસી પાસે એક ઘડો મંગાવ્યો તે ઘડામાં કાંકરા ભરાવ્યા અને ઊપર લુંગડું બંધાવ્યું અને તે ઘડો પોતાની (રૂષી) પાસે મુકાવ્યો. અને પોતાના હાથ સર્વે જણાએ ફેરવ્યા એટલે માંહે રત્ન થઈ રહ્યાં તે લઇને તે ડોસી દરબારમાં આવી, અને રાજા કને તે ઘડો મુકી બોલી કે આ મારો ઘડો તે જોવો હોય તો જોઇ લ્યો, એટલે હું ચાલતી થાઉ. રાજાએ ઘડો જોયો ને તેનું મન એ ઉચાં રત્નો તરફ ઘણુંજ ચોંટી ગયું. પછી રાજાએ ડોસીને કહ્યું કે જે તારે માગવું હોય તે માગ, અને આ

ઘડો અમને આપ પછી ડોસીએ માગ્યું કે તમારી કું-
વરીને મારા દીકરાને વેરે પરણાવી તો હું તે આખો
ઘડો આપી દઉ. આ વચન સાંભળીને બધી કચેરી મોટા
વિસ્મયમાં પડી ગઈ. એ સાંભળીને ડોસીને રાજા-
એ કહ્યું કે મારી દીકરી તો પરણાવું કે (પરણાવું તો
ખરો પણ તું મારી એક સરતકબુલ કર તે એ) તું તારા
દીકરાની જાનમાં ધર્મ, કર્મ, લક્ષ્મિ, અને સત એ
દેવને તેડી લાવે. એટલું થાય તો આપણી સરત સા-
ચી છે. નહીં તો નહીં. એમ કહી રત્નથી ભરેલો ઘડો
રાજાએ ઘરમાં મુકયો અને ડોસીને રજા દીધી. પછી
ડોસીએ ઘરે આવીને સાધુને સર્વ હકીકત કહી.
તે વાત સાંભળી તે દેવતાઓએ તે જગ્યાએ એક મોટો
મેહેલ ઉભો કર્યો, આઠ રથ દેવતાઇ દેવાંગના સહીત કીધા,
બીજા પણ દેવ માયાથી ઘણી પ્રકારની ગોઠવણોમાં
ઉતમ અદ્દભુત કામો કીધાં. સાંઝ પડવા આવી ત્યારે
વછપાળ વાછરડાં ચારીને ઘરે આવ્યો, એટલે નવરાવીને
દેવની મહેરબાનીથી વરરાજાનો શણગાર પહેરાવી ઘોડે
ચડાવ્યો અને આગળ પંચશબ્દ વાજીત્ર વગાડતા, નૃ-
ત્યગીત ધવલ મંગળ ગજાવતા તોરણ પાસે આવ્યા તે
વખત રાજા અને પ્રધાન તેઓને આટલા મોટા દબદબાથી
આવેલાં જોઇને સાનંદાશ્ચર્ય પામ્યા. સર્વ દેવનો ઠાઠ
એટલે શોભા એટલે તો પ્રકારે આવી રહ્યો હતો

કે તે જોઈને તરતજ રાજાએ કન્યાને તૈયાર કરાવીને પાણી ગૃહણ કરાવ્યું. સર્વ ગૃહસ્થ લોકોનાં ટોલાં ઘર તરફ આવ્યાં, અને થોડા વખતમાં એવા ખબર સાંભળ્યા કે લોકો ગામમાં એમ વાતો કહેછે કે કાલે તો વછપાલ વાછરૂને ચરાવવાને લઈગયો હતો અને આજ તો રાજાનો જમાઇ થઇ બેઠો છે, તો તેના કર્મ આગલ બીજું કોઇનું અધીક નથી. વાહ! કર્મ મોટું છે એમ સહુ કહે છે," પણ ધર્મ મોટો છે અને સત મોટું છે તેને તો કોઇએ પુછતુંજ નથી ! એ વાત સર્વ દેવ લોકોએ જયારે સાંભળી ત્યારે કર્મને આ મૃત્યુ લોકમાં મુખ્ય, મોટુ ઠરાવી તે વછપાળની રીદ્ધી સિદ્ધિ અવિચળ રાખી સર્વ દેવતા સ્થાનકે ગયા.



## નસીબ બે ડગલાં આગળનું આગળ.

સીંધ દેશમાં એક કુર્મ નામે ગામ હતું તેમાં એક નાયતો એ નામનો મુર્ખ રહેતો હતો તેને સિંધલના એક દીકરો હતો અને એક દીકરી હતી. તે દીકરીને રોમ નામે નગરમાં પરણાવી હતી હવે સિંધલ મોટો થયો તે વખતે તેના માબાપ મરી ગયાં, અને હવે તે એકલો રહ્યો. બીજો કસબ તો કાંઇ સુજે નહીં પણ લાકડાનો એક ભારો હમેશાં લાવી તે વેચીને અનાજ લાવતો તેમાં બે રોટલા થતા એટલામાં તે પોતાનું ગુજરાન ચલાવતો

પણ તેથી બીજું કાંઇ વધારે આવે તેટલું કમાતો નહીં. એમ કરતાં કરતાં અરધો જન્મારો ગુમાવી નાંખ્યો. તેણે એક વખતે મનમાં વિચાર કર્યો કે આ દેશમાં તો મારો કાંઇ દીવશ વળ્યો નહીં અને વળશે પણ નહીં માટે પરદેશમાં મારી બેન છે ત્યાં જાઊં. એમ વિચારીને કાંધે કુહાડો લેઈને ચાલ્યો મારગે જતાં ગામ નજદીક આવે ત્યારે એક ભારો કરે અને તે ગામમાં જઇને વેચી ખાવાનું કરી અરધું જમે અને અરધું સાથે લે. એમ કરતાં કેટલેક દીવસે રોમ નગરમાં આવ્યો અને ગામમાં પુછતો પાધરો બેહેનને ઘરે આવ્યો. બેન ઉઠી ભાઇને મળી અને ઘણીજ આગતા સ્વાગતા કરી. બેહેનને વિચાર થયો કે ભાઈની શી પરોણાગત કરૂં.

સેવ, સુંવાળી, ઘેબર, પેંડા, પતાસાં, સાળ, અને દાળ વગેરેનો અહીં પાર નથી. એ તો નીત્યનું જમણ છે, માટે બાજરાના રોટલાની પરોણાગત કરૂં એમ વિચારીને પોતાની સખીઓને ઘરેથી થોડો થોડો બાજરો મગાવી તે ઝીણો દળાને તેના બે રોટલા કર્યા. તે તયાર થયા તે વખતે ભાઈને જમવા ઊઠાડયો અને પેલા બે રોટલા પીરસયા ત્યારે ભાઇ બોલ્યો કે:—જ્યાં જાઉં ત્યાં નસીબમાં રોટલોને રોટલોજ છે !!!

## ભાવ ઊપર કથા.

સીંધુ દેશમાં શીરખધર નામે એક ગામછે તે ગામમાં એક કપીલ નામે જડ રહેતો તેને જંદી એ નામે

સ્ત્રી હતી. તે જંદી કોઈ પર પુરૂષ સાથે આશક હતી. તે આશકને મળવાનો કાંઇ જોગ મળતો ન હોતો. એક વખત તેણે પરપુરૂષ સાથે સંકેત કીધો કે સાંઝને સમે તળાવની પાળ ઉપર એક દેહેરૂં છે ત્યાં તું જ જે અને હું પણ ત્યાં પછવાડેથી આવીશ. એ પ્રમાણે તે પર-પુરૂષ તો આગળથીજ દેહેરે જઇને બેઠો હતો તેવામાં પેલી સ્ત્રી ઘરથી બહાર નીકળીને તળાવની પાળ ઉ-પર થઈને આવતી હતી, તે કામાંધ બનેલી સ્ત્રી તે સમયે ઉજ્જડ વેરાન દેખતી હતી. જયાં તે ચાલી આવતી હતી ત્યાંજ એ પાળ ઉપરજ એક મુલ્લાં નીમાજ પઢતા હતા અને તે મુલ્લાંની નીમાજ પઢવાની પીછોડી પાથરેલી હતી તેના ઉપર થઇને તે સ્ત્રી ચાલી ગઇ તે વખતે પેલા મુલ્લાં બોલ્યા કે હં! હં! એવો હં: કાર શબ્દ સાંભળીનો પાછું વાલી જોયું તો મુલ્લાં ની માજ કરતો દીઠો,-મનમાં વિચારવા લાગી કે અરે! હું ખુની થઇ. તેની પછેડી ઊપર ચાલી તેથી મને પણ દોષ પડયો એમ વિચાર કરી રહયા પછી બોલી કે:— મારૂં મન મારા યારની સાથે હતું તો મેં તને ન દીઠો અને તારૂં મન તારા પરમેશ્વર સાથે નહીં હતું તેથી તેં મને દીઠી. વલી ફારસી ભાષામાં પણ એક જગ્યો એ કહ્યું છે કે:—હજાર વરસ સુધી નીમાજ પઢે તો પણ તેને નીમાજ ન કહી એ એક ઘડીનો

પરમેશ્વરને ઇશક ન હોય તો તે સર્વ વૃથા છે. એવાં વચન સાંભળીને તે મુલ્લાં ઉઠી પગે લાગ્યો અને કહેવા લાગ્યો કે તું મારી ગુરણી થઇ. એમ કહીને મુલ્લાં ઘરે ગયો અને તે સ્ત્રી પણ ઘરે ગઈ.

---

## શુંદરી નામે મહીઆરીની કથા.

માળવ દેશમાં એક ઉજ્જણી નામે નગરીમાં રાજા ભોજ રાજ કરતો હતો. ન્યાય અને નીતિથી રાજા પોતાની પ્રજાને સદા પાળતો હતો. એક વખત સવારનો પહોર હતો અને રાજા બહાર ફરવા જવાને નીકળ્યો, અને દરબારમાંથી જરા આગળ જાયછે એટલામાં એક મોટો ચોક આવ્યો ત્યાં આવ્યો. એ ચોકમાં લોકોની મોટી જમાવટ થઇ હતી તેથી પોતે ઉભો રહ્યો હતો. એવામાં એક મહીઆરીઓનો ટોળો ચાલ્યો આવતો હતો, તેમને માથે દહી, દુધ, ઘી વગેરેના માટલાં ભર્યાં હતાં, તેવામાં એક મસ્તીખોર ઘોડો હાથમાંથી છુટીને ભાગેલો તે એ મહીઆરીઓના ટોળામાં જઈ ચડયો તે વખતે મહીઆરીઓ દુર ખસવાને એકઠી મળવા જતાં માથે માટલાં એક બીજાં સાથે અથડાવાથી ફુટી ગયાં. આથી બધી મહીઆરીઓ રડવા લાગી કોઇ કહે મારી સાસુ ખીજશે' કોઇ કહે મારો ધણી ખીજશે અને કોઇ કહે મારે

પોતાને આટલું બધું નુકશાન થયું. એમ દુખ સં-
ભારીને સહુ રડતી હતી. તેમાં એક સુદરી નામે
મહીઆરી હતી તે ઉભી ઉભી હસતી હતી એવું
સ્વરૂપ દેખી રાજા વિસ્મય પામ્યો. એક જણી ઊભી
હસે છે અને બીજી સઘળી ઉભી રડેછે તેનું કારણ
શું એમ વિચારીને રાજા મહીઆરી પાસે આવ્યો
અને કહેવા લાગ્યો કે સઘળી રડેછે અને તું એક હસે
છે તેનું કારણ શું ? તે વખતે તે મહીઆરી રાજાને
કહેવા લાગી કે મહારાજ એ છાશને રડું કે મારા
કરમને રડું. તે વખતે રાજાએ કહ્યું એવડાં તારાં
કર્મ શું છે? તે બોલી કે સાંભળો એક શુર્યપુર ના-
મે નગર હતું ત્યાં એક રૂદ્રદત નામે વિપ્ર વસતો હતો
તેને સુંદરી નામે સ્ત્રી હતી. તેઓ તે નગરમાં સુખ ચેન-
માં રહીને પોતાના દહાડા કાઢતા હતા, કેટલાક દીવસ
ગયા બાદ તેઓ નિર્ધન થયાં તેથી સ્ત્રી પુરૂષ બંને વિ-
ચાર કરીને પરદેશ જવાને ચાલી નીકળ્યાં. તેઓ ચા-
લતાં ચાલતાં એક દધીપુર નામે નગર હતું ત્યાં આ-
વી પહોંચ્યાં ગામ ઘણુંજ સુંદર હતું અને ત્યાં દધી-
વાહન નામ રાજા રાજય કરતો હતો. તે ગામને પાદર
આવ્યાં ત્યાં એક મહાદેવનું દેવળ હતું તેમાં આવીને
બેઠાં. તે વખત રૂદ્રદત પોતાની સ્ત્રીને કહે કે તું અહીં
બેઠી રહેજે બાલકને રમાડજે. હું ગામમાં જઈ ખાવાનું

લઈ આવું. એમ કહીને તે ગામમાં ગયો. તેવામાં એ નગરનો રાજા બહાર વાડીએ ફરવા ગએલો હતો તે પાછો વળ્યો અને રસ્તામાં દેહેરા આગળ આવ્યો ત્યારે તે સ્ત્રીને જોઇને રાજાએ પુછયું કે તમે કોણ છો અને ક્યાં જશો ? તે વખતે એ સ્ત્રીએ કહ્યું કે અમે બ્રાહ્મણ છીએ અને મારો ધણી ગામમાં ગયોછે તે ઘર ભાડે લઈને હમણાં આવશે. એ વચન સાંભળી રાજાએ ઘરે જઈ એક દાસી મોકલી, તે દાસી આવીને પેલી સ્ત્રીને કહેકે અરે! બાઇ જેઠ તારા ધણીએ ઘર ભાડે રાખ્યું છે તે તને દેખાડવાને બોલાવે છે. તે વખત તે સ્ત્રી બાળકને તેડી લેવા લાગી ત્યારે દાસીએ કહ્યું તે બાળકને સુતોજ રહેવા દે, ઘર આ દીસાએથી ઢુંકડું છે હમણાં જોઇ આવશું એમ કહીને તેડી ચાલી. તરતજ નજદીકની ઉપવનની બારીએ થઈને રાજમેહેલમાં લઇ ચાલી ત્યાં તેણે પેલો રાજા જે દેહેરે જોયો હતો તેને દીઠો. દેખીને અણબોલી રહી. રાજાના હુકમથી નવરાવીને સોળે શણગાર સજીને મોહલે મોકલી. હવે રાત પડી તે વખતે રાજા તેના મોહોલમાં આવ્યો તે વખતે તેઓ બેજણાં ખાઇ પીને ભેગાં સુતાં અને રાજાને ઊંઘ આવી અને સ્ત્રીને ધણીને દીકરો સાંભરી આવ્યાથી ઉઠીને તે રાજાની તરવાર પડી હતી તે વડે રાજાને મારી નાખ્યો અને કોટ ઠેકીને એકદમ

ભાગી તે દેહેરે આવી અને જોયું તો ધણીને તો સર્પે ડંખ્યો છે તેથી મુએલો પડયોછે અને દીકરાને પણ કોઇ લઈ ગયું એ પ્રમાણે જોઇને તે ત્યાંથી ભાગી. આગળ જતાં ચોરની ધાડમાં પડી. તે વખતે ચોરોએ તેની ઘણે પ્રકારે કદર્થના કરીને ઘરાણું ગાંઠું કાઢી લીધું. આગળ જતાં કાન્તિ નગરીમાં ગણકાને ઘરે વેચી ત્યાં કર્મ સંયોગે ગણીકા થઇ. ઘણા નટવીટ પુરૂષ સાથે રમે અને કાળ ગાળે. એમ કરતાં કરતાં વીસ બાવીસ વરસ થઇ ગયાં. એક દીવસે એવો બનાવ બન્યો કે એક પરદેશી સોદાગર ઘોડા વેચવાને આવ્યો. તે સોદાગરે ગામના લોકોને પુછયું કે આ ગામમાં કોઇ રૂપવંત વેશ્યા છે. ત્યારે ખબર મળ્યા કે કોઇ સુંદરી નામે વેશ્યાછે તે મહારૂપવંત છે એવાં વચન સાંભળીને ત્યાં સાંઝને વખતે આવ્યો, અને તે વેશ્યાની સાથે હસે રમે અને બેઠાછે, તે વખતે એક એકના મુખ સામું જોતાં તે વેશ્યાને સ્તનમાંથી દુધની શેડ વછુટી તેથી તે વેશ્યા બોલી કે તું કોણ છું? તે સાંભળીને તેણે પોતાની વાત કહીઃ—દધીપુર નગરને વિષે દધીવાહન રાજા છે તે ગામની બહાર એક મહાદેવનું દેહેરૂં છે. તેના એક પુજારો છે તેનો દીકરો છું. તે વાત કરતાં હતાં કે એક બ્રાહ્મણ સ્ત્રી ભરતાર આવ્યાં હતાં તેની ધણીઆણી

રાજાએ ત્યણી લીધી અને બ્રાહ્મણને સર્પે કરડયો અને તને અમે ઉછેર્યો એવાં વચન સાંભળીને તે મહા દુખમાં પડી. હાં: હાં: એ મારો પુત્ર આજ ધણીને ઠેકાણે થયો તો હવે જીવવું ધીકાર ભરેલું છે એમ વિચારીને તે વેશ્યા પોતાની દેહને ત્યાગ કરવાને ચાલી લોકોએ તેને ધણીએ વારી પણ તે રહી નહી. તે વેશ્યા તે ગામ બહાર નદી હતી તેને કાંઠે ચીતાં ખડકીને તેમાં પેઠી અને ચારે બાજુએ અગ્નિ સળગાવી દીધી તેના તાપથી આકુળ વ્યાકુળ થઈ અને ચેમાંથી ઉઠી અને ભાગી. તે વખતે ગામના લોકો કેડે થયા આગળ જતાં નદીનો એક મોટો ધરો આવ્યે તમાં ઝપાપાત કર્યો. તે વખત ગામના લોકો પાછા વળ્યા. નદીને બીજે કાંઠે ગોવાળીઆ ગાયો ચારતા હતા તેમણે બાઈને ધરામાં પડતાં દીઠી. જોતાંનેવાર તેઓએ બહાર કાઢી અને પોતાને ઘરે લઇ ગયા તેઓએ ઓસડો કરીને સાજી કરી. તે પછી ગોવીંદ નામે ભરવાડની સાથે ઘરમંડાણ કીધું તેજ મહીઆરી હું પોતછું. એવાં વચન સાંભળીને રાજા ખુશી થયો અને બધી મહીઆરીઓને થયેલું નુકશાન આપવાને તજવીજ કરી ત્યાંથી ચાલ્યો ગયો અને મહીઆરઓ પણ સઘળી હસતા રમતી ઘરે આવી પોતાના દીવસ સુખમાં ગુજાર્યા.



# ભાગ્યમાં લખ્યું હોય તેજ પ્રાપ્ત થાય તે વીશે કથા.

પદ્મપુર નગરને વીશે પદ્મરથ રાજા હતો અને તેને કામલતા નામે સ્ત્રી હતી તેને કમળસેન નામે પુત્ર હતો. તે જન્મ કુષ્ટી હતો. તેને માટે ઘણા ઘણા ઉપાય કીધા પણ કોઈ રીતે કાંઇ રીતે ફેર પડયો નહીં તે રાજપુત્ર એવી રીતે મોટો થતો ચાલ્યો તેવામાં એક વખત રાજા સભામાં બેઠા બેઠા વાત કહેતા હતા કે—એવો કોઇ જોસીદેવ પૃથ્વી ઉપરછે કે આ કુંવરના રોગનો અનુગ્રહ પુછીએ. તે વખતે પ્રધાન બોલ્યો કે જીવેરાજ, શંખપુર નગરમાં એક યોગ્ય પંડીત રહેછે તે સઘળી વસ્તુનો જાણ પુરૂષ છે. જો આપની મરજી હોય તો કુંવરને તેડીને આપણે તેની પાસે જઈએ. એ સાંભળીનેં રાજા કહે કે ઠીક તો તેમ કરીએ. સારા દીવસે કુંવરને તેડીને રાજા રાણી નીકળ્યાં; અને શંખપુરમાં આવી પહોંચ્યા. તે પંડીતે રાજા રાણીને સારો આદરસત્કાર દીધો અને ઘેર બોલાવ્યા. એ પંડીતને ત્યાં રાજા બેઠા હતા એટલામાં બહારથી એ પંડીતની પુત્રી પાણી ભરીને આવી તે જોઇને રાજાએ પુછયું કે પંડીતજી આ વિધવા કોણ છે? ત્યારે પંડીત કહે એતો મારી પુત્રીછે તે સાંભળી રાજાએ મનમાં વિચાર કર્યો કે જેને ઘેર આવડી પુત્રી રંડાપો

પામીછે તેનું જાણપણું પણ સમજયા. તે વખત પં-
ડીતે રાજાનું મન કાંઈક ઝાંખું થયેલું જોઇને પુત્રી પા-
સે સાત પાન મંગાવ્યાં તે લઇને રાજાના મોં આગળ
મુકયાં. એક સુય પણ રાજાના હાથમાં આપીને કહ્યું
કે, જીવેરાજ, હું કહું ત્યારે સુય પાનમાં ચાંપજો. તે
વેળા આવી ત્યારે રાજાએ સુય પાનમાં ચાંપી ત્યારે
ત્રણ પાન સોનાના થયાં અને બીજાં પાન તે પાનજ
રહ્યાં. ત્યારે પંડીત કહેવા લાગ્યો કે જીવેરાજ, આ
પુત્રીનો વર તોરણ આવ્યો તે વખતે દેહ સારૂ કાંઈ
રોકાણ થયું એટલામાં લગન વહી ગયાં. પછી જવા-
ળા મુખી જોગમાં પરણ્યો તેથી આમ થવા પામ્યું.
એવી વાત સાંભળી રાજાનું મન પ્રસન્ન થયું. પછી
રાજાએ પોતાના કુંવરની બાબત પુછી ત્યારે તે પંડીતે
કહ્યું કે હું તમને અત્યારે એક ચીઠી લખી આપું
છું તેમાં જે કાંઈ લખેલું હોય તે તમે જયારે આજથી
છ મહીના અને છ દહાડા જાય ત્યારે વાંચજો. ત્યાર
પહેલું ઉખેડો તો તમને ચાર હત્યાનું પાપ છે અને કુંવ-
રને પણ કરાર થશે છ માસ માટે હાલતો તમે
ઘેરજ જાઓ. આવું સાંભળીને પાછો ઘેર આવ્યો.
એક દીવસને વખતે રાજાનો પુત્ર પીડાથી બહુજ અક-
ળાયો અને આપઘાત કરવાની ઇચ્છા થઈ પણ રાજા-
એ ચોકીઓ એવી તો મુકી રાખી હતી કે વાંકું પણ

જોવાને પામી શકે નહીં. એક વખત રાજાનો કુંવર પાલખીમાં બેસીને ગામ બહાર તળાવ પાળેથી વડની છાયા તળે આવીને બેઠો. તેવામાં ઓચિંતો વરસાદ વરસ્યો અને તેથી કરીને પાસેજ એક થોરીઆની વાડમાં એક માણસની માથાની તુંબડી પડી હતી તેમાં પાણી ભરાયું તે પાણી એક મોટો મણીધર સર્પ આવ્યો તેણે પીધું અને બાકી રહ્યું તેમાં પોતાનું ઝેર નાંખી ચાલી નીકળ્યો આ બધું રાજાનો કુંવર જે કુષ્ટ રોગી હતો તેણે જોયું તેથી વિચાર કર્યો કે મારે મરવાનો રસ્તો હાથમાં આવ્યોછે તે ભુલવો નહીં જોઇએ એમ વિચારને માણસોને કહેવા લાગ્યો કે આ વાડની આસપાસ પડદો કરો મારે દીશાએ જવું છે. પછી પંડદમાં પેસી પેલી તુંબડીનું સઘળું પાણી પી ગયો અને પાલખીમાં આવીને સુતો. એક બે ઘડી થઇ એટલામાં તો રેચ લાગ્યો કે જેથી પેટનો બધો બીગાડ નીકળી ગયો અને કાયા સર્વ રોગ રહીત બની ગઇ અને સાજો થઈને ઘેર આવ્યો તે વખતે પાલખી દુર કરીને ઘોડા ઉપર બેશીને સ્વારી કુદાવતો કુદાવતો ઘેર આવ્યો. કુંવરને રોગ રહીત દેખીને રાજા મનમાં હર્ષ પામ્યો અને પેલા જોશીની આપેલી ચીઠી કાઢીને વાંચી તો તેમાં પણ એમજ લખેલું હતું કે અકાળે મેઘ આવશે અને તુંબડીમાં પાણી ભરાશે તેમાં સર્પ ઝેર

નાખશે તે પાણી કુંવર પીશે અને સર્વ રોગ નાશ પામશે આ વાંચીને રાજા વિચારમાં પડયો ને કહેવા લાગ્યો કે જેનું જેવું નીમીત તે પ્રમાણે આવીને મળે છે. પછી તે પંડીતને તેડાવીને મોટું માન આપ્યું અને રાજા કુવર સહીત સુખી થયો.



## ભાનુ પ્રધાન અને સ્ત્રી સરસ્વતીની કથા.

અંગ દેશમાં કુસુમપુર નગરમાં જીતશત્રુ નામે રાજા રાજય કરતો હતો. તેને ભાનુ નામે પ્રધાન હતો અને તે પ્રધાનને સરસ્વતી નામે સ્ત્રી હતી તે મહા શીલવંતી હતી. એ પુરૂષ અને સ્ત્રી બન્નેમાં બહુજ પ્રીતી હતી. એક એકના વગર ઘડી પણ ચાલે નહીં. એવી રીતે સુખ ભોગવતાં કેટલોક કાળ વહી ગયો. એવામાં એક વખતે પ્રધાન દરબારમાં બેઠોછે તેવામાં પરદેશથી દુશ્મનવીષે બુમ આવી ત્યારે રાજા કહે પ્રધાન તમે કટક દળ લઈને ચડો તે સમે રાજાનું વચન પ્રમાણ કરી પ્રધાન ઘેર આવ્યો અને સ્ત્રીને કહેવા લાગ્યો કે, તું સાંભળી લે ને યાદ રાખ. મારે તો આજથી પરદેશ કટક લઈને જવું પડેછે અને રાજાએ હુકમ કર્યોછે એટલે ચાલે તેમ નથી. માટે જયાં સુધી હું કુશલ હોઇશ ત્યાં સુધી આ આપણે અંગણે આસો પાલવનું ઝાડ છે તે કરમાશે નહી અને નવ પલ્લવ રહેશે. એમ

સંભળજે. એટલું કહીને પ્રધાન ઘરેથી ચાલતો થયો. ત્યાં જઈ દુશ્મનને જીતી કરીને તેના દેશમાં વ્યવસ્થા કરવાને રહ્યા હતા તેવામાં પાછલથી એક એવો બનાવ બન્યો કે, રાજા કચેરીમાં બેઠા હતા તેવામાં કોઇએ એવી વાત કહી કે, જીવેરાજ, પ્રધાનને અને તેની સ્ત્રી-ને એવી પ્રીતિ છે કે એક એકને મુઆ સાંભળે તો બી-જાના પણ પ્રાણ જાય ત્યારે રાજા કહે ભલે તો જોઈએ. તે વખત એક આંગળી લોહી સાથે ખરડી જામો તર-વાર એ સને એક ચાકર સાથે પ્રધાનની સ્ત્રીને મોકલી દીધું. પ્રધાનની સ્ત્રી ઘેર બેઠી બેઠી સવારમાં દાતણ કરતી હતી તેવામાં ચાકરે જામો તરવાર મુખ આગળ મુકીને કહ્યું કે પ્રધાન તો રામશરણ થયા. તે વખ-તેજ સ્ત્રી તો મરણ પામી. ત્યારે રાજાએ વાત સાંભ-ળીને મનમાં કહેવા લાગ્યો કે જાા હાંસામાંથી તો વી-માસી પેદા થઇ હવે કરશુ શું? એવો વિચાર કરીને પ્રધાનને ઘેર આવ્યો. સરસ્વતીને અગ્નિ સંસ્કાર કરા-વ્યો અને આખા ગામમાં સાદ પડાવ્યો કે કોઇ પ્ર-ધાનને તેની બાયડી મુઆનું લખશે તો તેના ઘરબાર લુંટી લેવામાં આવશે. થોડે દીવસે પ્રધાન ફતેહ કરીને આવ્યો ત્યારે રાજાએ ઘણા આડંબર વડે શેહે-રમાં પ્રવેશ કરાવ્યો અને દરબારમાં આવીને મુ-જરો કરી ઉભો રહ્યો એટલે રાજા તેને પચે .પ્ર-

કારે નીવાજયો પછી રાજાએ તેનો હાથ પકડીને વચન માગ્યું તે વખત પ્રધાને કોલ આપ્યો તે કોલ લઈને રાજા પ્રધાનને કહેવા લાગ્યો કે પ્રધાનજી તમારી સ્રી તો મરી ગઇ. તે સાંભળી પ્રધાન બોલ્યો કે શું ? રાજાને પ્રધાને કોલ દીધો હતો તેથી તેના પ્રાણ તો ન ગયા પણ ઘેલો થઇ ગયો અને ઘેલો ઘેલો ગામમાં ફરવા લાગ્યો અને સરસ્તી, સરસ્તી એમ કરતો કરતો ગામમાં ફરવા લાગ્યો. તેનાં પછાડી રાની ચોકી ફરતી રહેતી. એમ કરતાં કરતાં વરસ ૬ વહી ગયાં ત્યારે પ્રધાન રાજાને કહેવા લાગ્યો કે જીવેરાજ, હવે મને હુકમ કરો તો હું ગંગા કાંઠે હાડકાં લઇ જઉં. તે સાંભળી રાજાએ કહ્યું કે ભલે જાઓ. એવી રીતે રાજાનું વચન લઇને પ્રધાન ગંગા નદીને કીનારે સરસ્વતિના ફુલ લઇને ગંગાને કીનારે આવ્યો. ત્યાં સરસ્વતિ, સરસ્વતિ, કહીને હાડકાંને અરધ દેવા લાગ્યો. તે વચન સરસ્વતાએ સાંભળીને મનમાં વિચારતી વિચારતી ચાલી જતી હતી તેવામાં મુર્છા આવી. સીતોપચાર કરતાં કરતાં તે સચેતન પીણું પામી અને જાતી સ્મરણ પામી અને પુર્વનો ભર્તાર દીઠો અને ઘણોજ હર્ષ પામી. ત્યાંથી નાહીને પાછી વળતી વખત તાપસના ઉતારા પાસે આવી અને જેયું તો ત્યાં સમુળગો તાપસ દીઠો નહીં તેથી બીજાને પુછ્યું કેઃ—

તપસી તાપસ કીહાં ગયો, પાતળિયો પતંગ;
જિણુ દીઠે મન ઊલ્લસે, જલવિણુ ભાંજે અંગ.

તે વખતે બીજો તાપસ બોલ્યો:—

કણુ મગણુ ભવણુ નગર, વાસરગમણો પાય;
આવેગો તો હું કહું, જે રાજકુંવરી ઘર જા.

એવાં વચન સાંભળીને કુંવરી ઘરે આવી અને મધ્યાન સમે દાસીને મોકલી અને તાપસને તેડવી લીધો. તાપસતો ત્યાં આવીને ઉભો તે તદન ચિત્ર લેખ જેવોજ જણાતો હતો તે જોઈને કુંવરી બોલી કે,—

લે એં જોગી પંચકણુ, કયાં માડયાં હઠભાર,
જેજે શેરી તું ભમ્યો સોકાં જીવેનાર.

એ સાંભળીને તે બોલ્યો કે:—

દેશ દેશાંતર હું ભમ્યો, નગર ભમ્યો લખચાર;
શેરી શેરી હું ભમ્યો, પણુ એસી ન દીઠી નાર.

એ વાત ચીત થાય છે એટલામાં એક બીજા એટલાં તો અંદર અંદર જોવા લાગ્યાં કે કુંવરીના હાથમાં સોનાનું કચોળું હતું તેમાં દહીં ને ચોખા ભરીને તે આપવાને ઉભી હતી તેમાંથી કાગડા આવીને ખાવા લાગ્યા પણુ ખબર પડી શકી નહીં અને જાણે કોઇ પથ્થરનાં બે પુતલાં બનાવેલાં હોય એવા થઈ ગયાં હતાં. તે જોઇને રાજા જે ગોખે બેઠા હતા તે ઉતરીને ત્યાં આવ્યો પણ કાંઇ કોઇ વછુટયાં નહીં. જ્યારે કુંવરીને હાથ લગાડીને હલાવી અને પુછ્યું

કે પુત્રી આવડું સ્નેહનું શું કારણ છે? ત્યારે કુંવરી બોલી કે એ મારો પુર્વનો ભરતાર છે. એ ભાનુનામે મંત્રીશ્વર છે. અને હું તેની સ્ત્રી સરસ્વતી નામે હતી. એવાં વચન સાંભળી તતક્ષણ જોશીને તેડી લગન લીધાં. ભાનુ મંત્રીશ્વર અને સરશ્વતિને પાણીગ્રહણ કરાવ્યું. ઘણોક દાયજો દીધો અને સુખમાં બે જણાં રહેવા લાગ્યાં એટલામાં અસલના રાજાએ સાંભળ્યું કે ભાનુમંત્રીશ્વર સાજો થયો છે તેથી લસ્કર લઇને ભાનુને તેડવા માટે આવ્યો અને મોટા આડંબરેથી તેને પોતાને ગામ તેડી ગયો ત્યાં આખો જન્મારો સુખ આનંદ અને મંગલ પ્રકાશમાં રહ્યાં.



## મતીસાર પ્રધાનની કથા.

વસંતપુર નગરને વિશે જીતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો તેના પ્રધાન મતીસાર નામે હતો. રાજાને તથા પ્રધાનને માંહોમાહે પ્રીત બહુજ હતી. તેઓ બંને મળી એક બીજાની મદદથી ન્યાયવડે લોકોની નીતિ વધારતા હતા. કોઈવાર રાજા પુછે કે પ્રધાનજી કહો કેમ છે ત્યારે પ્રધાન જવાબ દેતો કે મહારાજની સુનજરથી સર્વ રૂડું છે. જ્યારે પ્રધાનને રાજા પુછે ત્યારે એમજ જવાબ આપે. એવી રીતે કેટલોક વરશ ચાલ્યા ગયા એક સમે

રાજા મનમાં વિચારવા લાગ્યો કે, જોઉતો હવે મારી કુનજરે શું થાય છે એમ વિચારીને પ્રધાન ઉપરજ કુનજર કરી અને તેના ઘરે મોહોર છાપ કીધી અને સ્ત્રી એને પુરૂષને બંનેને ભુંડા હાલે હાથે ઝાલીને બાહાર કાઢી મુકયાં. પછી પ્રધાને એક ઝુપડું ભાડે લઇને તેમાં રહેવાનું કીધું, તેને બીજો રોજગાર તો કોઈ સુજયો નહિ તેથી એક કંદોઇ જે અસલની ઓલખાણ વાળો હતો તેના ઘઉં લાવે તે રોજ પ્રધાન અને તેની સ્ત્રી બંને મલીને પાંચ છ માપ દળે તેનું દલામણુ જે પાંચ દસ દોકડા મળે તેમાં કાલ ગુજરો કરતાં હતાં, એમ કરતાં કેટલાક દીવસ વહી ગયા. એક રાત્રીના વખતે રાજા નગર ચરચા કરવા નીકળ્યો હતો તે ફરતાં ફરતાં પ્રધાનના ઝુંપડાં પાસે આવ્યા. ઝુંપડાં માંહી દીવો બલતો હતો તે દેખીને રાજાએ તે ઝુંપડામાં આઘી નજર નાખી ત્યારે પ્રધાન અને પ્રધાનની સ્ત્રી બે ઉને દલતાં જોયાં. તેથી રાજાના મનમાં વિચાર આવ્યો કે અહો ! મારી કુનજરથી પ્રધાનની આ દશા થઇ છે માટે હું પ્રધાનના ઉપર સુનજર કરૂં એમ વિચાર કરીને રાજા ઘેર જઈને સુતો. પ્રભાતનો થયો ત્યારે રાજા નાહી છત્ર ચમર ધરાવી રાજ સભામાં આવીને બેઠો છત્રીસ રાજકુલી ભરાણા છે ત્યારે રાજા કહે કે મતીસાર પ્રધાનને તેડી આવો. એ સાંભલીને ઠાભો

ઠામ માણસ દોડયાં અને કોઈ પ્રધાનને ઘોડો આ-પવા લાગ્યું અને કોઈ કહેવા લાગ્યા કે આ લુગડાં પહેરીને રાજસભા દીપાવો પણ પ્રધાને કોઇની વાત માની નહી અને એજ અંગ ઉપરનાં સાદાં કપડાં-થીજ રાજા પાસે આવ્યો અને મુજરો કરી ઉભો રહ્યો. ત્યારે રાજાએ પ્રધાનને જોઇને પોતાનો જમણો હાથ ઘંટીના ફેરની પેઠે ફેરવ્યો અને તે જોઇને પ્રધાને પોતાના પાંચ આંગલાં દેખાડયાં પછી સલામ કરી ઘરે પાછો આવ્યો. આ દેખાવ જોઇને સભાના મા-ણુસોને મોટું અચરજ લાગ્યું તેઓએ વિચાર્યું કે આમ પ્રધાન અને રાજા બને જણા વચ્ચે શું વાતની સંજ્ઞા થઈ તે કાંઈ સમજાયું નહીં. સારાં સારાં મા-ણુસો પ્રધાનને ઘરે એ વાતનો ભેદ જાણવાને માટે ગ-યાં અને પ્રધાનને પુછ્યું કે તમે રાજાને શું ઉતરવાળ્યો અને તમને રાજાએ શું પુછ્યું ? ત્યારે પ્રધાને કહ્યું કે રાજાએ એમ કહ્યું કે હવે હું આ બેઠેલાં બધાં મા-ણુસોને ગરદન મારીશ ત્યારે મેં કહ્યું કે એમ નહીં કરતા પણ પાંચ સારાં માણસોનેજ ગરદન મારજો કારણ કે બધાંને તેમ કરવું તે ઠીક નહીં; તેથી હવે મને બોલાવશે અને કહેશે કે કયાં કયાં પાંચ માણસોને ત્યારે કહીશ. આથી ઘણા સારાં માણસોએ તેને કો-ઇએ દશને કોઈએ વીસને પચીશ અને કોઇએ તો પ-

ચાલ હજાર એમ રૂપીઆ લાવી લાવીને આપ્યા અને કહ્યું કે અમારૂં નામ દેશો નહી. તે પછી બીજે દીવસે રાજાએ પ્રધાનને બોલાવ્યો ત્યારે પણ તેમજ ચાર આંગળાં પ્રધાને બતાવ્યાં એમ ઉતરતાં ઉતરતાં પ્રધાને છેવટ એક નહીં એમ કર્યું ત્યારે પછી સાતમે દહાડે રાજાએ પ્રધાનને પાલખી આપીને ઘરે મોકલ્યો અને શીરપાવ આપીને તેની પ્રધાન પદવી આપી. પછી પ્રધાનને એકાંતમાં રાજાએ પુછ્યું કે મારી સારી નજર આજ સાત દીવસથી થઈછે તેથી તને શું શું લાભ થયા તે મને બતાવ ત્યારે પ્રધાને રાજાને પોતાના ઘરે તેડી જઈને સઘળું ધન બતાવ્યું અને કહ્યું કે આ આપની સારી નજરથી આવ્યું છે તેથી રાજાએ તે ધન પેદા કરવાનું કારણ પુછ્યું તે પ્રધાને કહી સંભલાવ્યું તેથી રાજા તેની હોંશિયારીથી ખુશી થયો અને તેની સર્વ પ્રકારની આગલની રીદ્ધિ સીદ્ધિ અને ઘર સોપ્યું. પછી પ્રધાને કહ્યું કે આ મારી પાસે એકઠું થયેલું ધન ભંડારે નાખો ત્યારે રાજાએ કહ્યું કે તુ રાખ. એ ધન ભંડારે નહીં નાખીએ ત્યારે પછી પ્રધાને સર્વેને વહેંચી દીધું અને રાજા દરબારમાં ગયા. એ દીવસ પછી રાજા તથા પ્રધાને સુખ ચેનથી રહીને પોતાનો કાલ ગુજરવા લાગ્યા.

## સાધારણ કર્મ ઉપર ઘેબરિયા શ્રાવકની કથા.

વસંતપૂર નગરમાં જીતશત્રુ નામે રાજા રાજ કરતો હતો તે નગરમાં એક ઘેબરિયો એવા નામનો શ્રાવક રહેતો હતો તેને સુનંદા નામે સ્ત્રી હતી તેઓ દુઃખથી પોતાનું ઘરસુત્ર ચલાવતાં હતાં. એક દીવસને સમે તે ઘેબરિયા શ્રાવકને ઘેબર ખાવાનું મન થયું અને સ્ત્રીને કહેવા લાગ્યો કે હે સ્ત્રી મને તો ઘેબર ખાવાની ઇચ્છા થઇ છે. તે સાંભળીને સ્ત્રી કહેવા લાગી કે સામાન સર્વે તમે લાવી આપો તો ઘેબર હું કરી આપું. તેથી શેઠ મનમાં વિચારવા લાગ્યો કે જો કોઈ જગ્યોએથી રોજગારમાં લાભ આવે તો હોંસ પુરી કરૂં. એમ વિચારીને એક વખત સોમવારને દીવસે પ્રભાતને પહોર નાકે હાટ હતું તેના ઉપર જઈને બેઠો. તેવામાં પાંચ સાત ભરવાડ તે હાટે આવ્યા અને તેમની પાસેથી લાભમાં અધીકું ઓછું કરીને બે ચાર મહોરનો લાભ કાઢયો. તે વખતે મનમાં વિચાર્યું કે આજ ઘેબરની આશા પુરી કરૂં. એમ વિચારીને ખાંડ ઘી પડસુદી વગેરે સામાન લઇને ઘરે આવ્યો અને સ્ત્રીને કહ્યું કે ઘેબર તૈયાર થાય ત્યારે છોકરાને તેડવા મોકલજે. એમ કહીને પાછો દુકાને આવ્યો. પાછળથી સ્ત્રીએ રાંધવાનો આદર કર્યો. થોડીવારમાં ઘેબર કર્યા તથા શાળ દાળ સર્વે તૈયાર કીધું અને છોકરાને કહ્યું કે તારા

બાપને તેડી લાવ. તેવામાં તેનો એક જમાઈ ગામમાં મોટકે આવ્યો હતો તેણે મનમાં વિચાર્યું કે સાસુને પણ મળતો જાઉં અને જમતો પણ જાઉં એમ વિચારીને મધ્યાન વખતે તે પોતાના સસરાને ઘરે આવીને કહેવા લાગ્યો કે જુહાર, જુહાર. તે વખતે સુનંદા મનમાં વિચારવા લાગી કે જમણ તૈયાર થયું છે માટે જમાઈને જમાડું એમ વિચાર કરીને જમાઇને કહે જમતા જાઓ ત્યારે જમાઇ ખુશી થઈ હાથ પગ ધોઇ, સાળો બનેવી બે જણા જમવા બેઠા. તે વખતે ઘેબર પીરશ્યાં તે ખાઈ રહ્યા ત્યારે વળી એક માગીલી તે વખત ઘેબરાં તો ત્રણ થઇ રહ્યાં. બાકી શાળ દાળ હતાં તે સર્વે જમી લઇ ચળુ કરી ઉઠી નીકળ્યા. પછી પેલી સુનંદાએ બાજરાના રોટલા કર્યા અને ભાજીનું શાક પણ તૈયાર કર્યુંને છોકરાને કહે કે તારા બાપને જઈને મોકલ. તે વખત છોકરે જઈને પોતાના બાપને જઇને મોકલ્યો. શેઠ ઘરે આવીને પગ હાથ ધોઇને જમવા બેઠો તે વખતે રોટલા પીરશ્યા. ત્યારે શેઠ કહેવા લાગ્યો કે આજ ઘેબર કેમ ન કીધા? પછી સ્ત્રીએ જવાબ દીધો કે સ્વામી કીધા તો હતા પણ જમાઇ આવ્યો હતો તે સર્વે જમી ગયો. તે સાંભળીને શેઠ કહે ભલુ થયું, એમ કહી જમીને કળશીઓ ભરી બહાર નીકળ્યો મનમાં ખેદ ધરીને બોલતો હતો કે બાં-

ઘ કોઈ ગયો અને નામ જમાઈનું દેછે પણ હશે. એમ વિચારમાં પડયો ચાલ્યો જાયછે તેવામાં ગાઉ એક બે ગયો ત્યાં એક ઝાડ નીચે એક સાધુને બેઠેલો જોયો ત્યાં જઇને સાધુને નમ્યો. તે સાધુએ કાઉસગ પરીપાઠે ઉપદેશ કર્યો તેથી તે ઘેમરીયા શ્રાવકે તેજ વખતે ચારિત્ર લીધું અને સંજમ પાળી સ્વર્ગે પહોંચ્યો.

## ખળ પુરૂષની કથા.

સુસમાપુરમાં એક સુભદ્ર નામે શેઠ રહેતો હતો, અને ઘરનો વહેવાર ચલાવતો પણ તે ઘણો ખળ હતો. તેની એક બહેન શીરખ ગામમાં પરણાવી હતી; તેને એક પાલણશી નામે પુત્ર હતો. સુભદ્ર તે ગામમાં માસે બે માસ રોજગારના કામે આવતો હતો અને તેની બહેનને ઘરે ખાતો પીતો હતો. એક વખત તે પોતાની બહેનની ત્યાં ગયો હતો અને પોતાના ભાણેજને કહેવા લાગ્યો કે શું ભુંડા તુતો કોઈ વખત આવતો નથી એમ કરતાં કેટલાક દીવસ વહી ગયા. એક દીવસે તે પાલણસી સુસમાપુરમાં કામકાજે આવ્યો હતો તેવામાં ચોટા વચે તે પોતાના મામાને મળ્યો. તે વખત મામા કહે કે ભાણેજ તું અહીં બેશ મારે કામ છે તે કરતો આવું એમ કહીને મામો તો પાધરો ઘરે ગયો. તે મામાને ઘરે આંમાનો રસ કાઢયો

હતો અને પડસુદીની પોળીઓકીધી છે. ચાળ દાળ અને શાક પાક સર્વ તૈયાર થયાં હતાં તેથી સુભદ્ર જાણે જમવા બેઠું તેવામાં ભાણેજ આવ્યો. તેને આવતો જોઇને બોલ્યો કે ભાણેજ મેં જાણ્યું કે જો રોટલા તયાર થાય તો હું તેડી આવું પણ તારી મામી એવી તો કુહાડ છે કે સવારથીજ ઘરમાં વઢવાડ ઘાલીને બેઠીછે । પણ ભલે બેસ તો ખરો, તેથી ભાણેજ બેઠો. તે વખતે ઘરમાં મામી આંબાનો રસ અને રોટલા સર્વે એક મોટા ડાલા સુંડલા હેઠળ ઘાલી ચોંપે ઢાંકીને બોલી કે બળ્યો તમારો સંસાર અને બળ્યો તમારો અવતાર, જો કોઇ માણસ ઘરે આવે કે તેની આગળ ભુંડુંજ બોલો. એમ કહેતો કહેતી ચુલામાં પાણી રેડીને ઘરની સાંકળ દઇને ચાલી ગઈ, તે પાડોશીને ઘરે જઇને બેઠી, મામો બોલ્યો કે ભાણેજ જોયાં આ ઘરનાં સુળ કેવાં છે ! એક ઘડી પછી દીકરાને કહ્યું કે તારી માને તેડી આવ ત્યારે તે પણ તેની મા આગળ જઈને બેસી રહ્યો. વળી દીકરીને મોકલી તે પણ તેમજ જઈને બેશી રહી. ઘડી બે ઘડી થઇ પણ કોઇએ ના આવ્યું ત્યારે મામો કહે ભાણેજ તું બેઠો રહેજે હું જઇને તેડી આવું એમ કરીને તે પણ ત્યાં જઈને બેઠો. આથી ભાણેજે વિચાર કર્યો કે મામો તો ખળ પુરૂષ નીવડયો તો હું હવે શા માટે ભુ-

હું એમ ધારીને ઘરની સાંકળ ઉઘાડીને માંહે પેઠો તે વખતે માંહે જોયું તો કોઇને દીઠું નહીં પણ સુંડલા ઉપર માંખીઓ બણબણતી હતી તેથી તેણે મનમાં ધાર્યું કે આ સુંડલો જોઉ તો ખરો, એ ઉંચો કરીને જોયો તો શાક પાક સર્વ તૈયાર દીઠું તે સર્વ ખાઈ પીને પાછો સુંડલાની હેઠલ પોતે બેઠો. ઘડી બે ઘડી ગયા પછી ઘરધણી પોતે અને તેની સ્રી વગેરે આવ્યાં અને જોયું તો ભાણેજ ગયો દીસેછે ત્યારે સ્રી બોલી કે સ્વામી મેં કેવી અક્કલ દોડાવી તે પ્રમાણે તેના છોકરાએ અને છોકરીએ પણ તેવીજ રીતે પોતાનાં વખાણ કર્યાં. તેવામાં ટોપલામાંથી ભાણેજ બોલ્યો કે તમે તો સર્વે મળી સારૂં કામ કીધું પણ જુઓને મેં એકલેજ કેવું કામ કીધું! એમ કહી જુહાર, જુહાર કરીને ચાલી નીકળ્યો. પાછળથી તેના મામાએ બહુજ પસ્તાવો કર્યો.



## ભક્ત ભાવ વીષે સુરસેનની કથા.

કુર્મ નામે ગામમાં એક સુર નામે કણબી રહેતો હતો તેને મિત્રા નામે સ્રી હતી તે કણબી નિત્યે ખેતીવાડી કરતો હતો. તે કણબીના ખેતરના શેઢે એક ખીજડાનું ઝાડ હતું. ઝાડમાં એક દેવનું સ્થાનક હતું. સુર કણબી ખેતરને શેઢે આવતો ત્યારે ખીજડાને પ-

ગે લાગીને કહેતો કે—"થાન માન ગુરૂગ્યાન" એવો ભાવ રોજ મનમાં ધરતો હતો. એમ કરતાં કરતાં કેટલોક કાળ વહી ગયો તેવામાં એક બખત તે ખીજડાનો અધીશ્રાયક દેવ મનમાં વિચાર કરવા લાગ્યો કે એ કણબી તો ભલો છે પણ એને ઘરમાં સુખ કેવું છે તે જોઉ. એમ વિચાર કરીને દેવતાએ મનુષ્યનું રૂપ લેવા નકી કર્યું, તેથી તેના ભાણેજનું રૂપ ધરીને પાધરો ઘરે આવ્યો અને મામીને કહેવા લાગ્યો કે મામી જુહાર. મામી પણ ઘર બહાર નીકળીને કહે કે જુહાર ભાણેજ, દુખણાં લીધા પછી ભાણેજ કહે મામી મામો ક્યાં છે? ત્યારે તે બોલી કે ખતરે ગયા છે. ભાણેજ કહે મામી શીરામણ ઘો તો હું પણ શીરાવીને ખેતર જાઉં. ત્યારે મામી બોલી કે શીરાવો. ઘેંસ છાશ પીરશી ત્યારે ભાણેજ કહે મામી આ શીંકે ચુરમું ચડાવી મુક્યું છે તે કોને કાજે છે? તે સાંભળી મામી કહે કે, તમે અને તમારો મામો બે જણ ભેગા જમશો તે માટે રાખ્યું છે, ત્યારે ભાણેજ કહે કે હમણાં ઘો હું ખેતરે લેતો જઈશ એમ કહી તે ચુરમું લઇ પાધરો ખેતરે આવ્યો ત્યારે કણબીએ પુછ્યું કે તું કોણ છું? ત્યારે તેણે કહ્યું કે હું તમારો ભાણેજ છું, અને મારૂં નામ ખેતીઓ છે. હું ગંગાજી કરીને વળ્યો ત્યારે મેં જાણ્યું કે મામાને મળતો જાઉં. તે માટે હવે આવો

ભોજન કરો. હું તો જમી આવ્યો છું અને તમારે કાજે લેતો આવ્યો છું. પછી મામો ભાણેજ બે જણ સાથે બેશીને જમ્યા. પછી પાછળથી તે સ્ત્રીએ ફરીથી ચુરમું કર્યું અને તેના જાર પુરૂષને તેડી સાથે ભોજન કીધાં તે પુરૂષ ઘરમાંજ હતો તેવે સમે તે મામો ભાણેજ સંધ્યા સમે ગાડું ભરીને કડબ લેતા આવ્યા. આ-થી તે સ્ત્રીએ પેલા જાર પુરૂષને કોડમાં ઓગઠમાં સંતાડયો. તેની ઉપર જારની ઓગઠ ઉતાવળમાં ના-ખીને કમાડ ઉઘાડયાં. જઈને ભાણેજ કહે કે મામા મેળ બેસો બધોને હું નીરણ કરીશ. એમ કહીને મોટા ભારો ઉપાડીને તે જાર પુરૂષની કેડ ઉપર ના-ખ્યો તેથી તે કેડેથી કરમોડાઇ ગયો અને વળી તેના વાંસા ઉપર લીલી કડબ ઝાટકવા મંડયો એવી રીતે ભૂંડા હાલે રાખીને ભાણેજ ઘરમાં આવ્યો. ઘરમાં મામો ભાણેજ સાથે જમવા બેઠા ત્યારે પેલી કલ-બીની સ્ત્રીએ કાડમાં જઇને હળવે હળવે કરીને તે પુરૂષને બહાર કાઢી મુકયો. એમ કરતાં કરતાં ભાણેજને એક મહીનો થયો ત્યારે તે તેના મામાને કહેવા લાગ્યો કે તમે કહો તો હું ગામ જમાડીને ઘરે જાઉં તે વખત મામો બોલ્યો કે ભલે, તમારી પોંહોંચ હોય તો કરો. પછી તેણે સર્વ જાતનાં પકવાન તૈયાર કરા-વ્યાં અને તેની મામી ગામમાં નોતરાં દેવાને માટે ની-

ફળી તે સરવેને તેડી આવી. પેલા જાર પુરૂષને પણ તેડી આવી. બધાને જમવાને બેસાડયાં. તે બધાઓને પોતે પીરસતો હતો. તે પીરસતો પીરસતો પેલા જાર પુરૂષ પાસે આવ્યો અને હળવેથી કહ્યું કે "ગમાણમાં તમે હતા" કે, ત્યારે તેણે ના પાડી. પછી દેવ પુરૂષ કહે કે તમને સુખડી ખાવાની બાધા છે તો ભલે કુરમગ જમજ્યો. એમ કહીને બીજા બધાને પીરશ્યું. બીજા બધા બેઠા બેઠા જમે અને તે જાર પુરૂષને તો ટગર ટગર જોવાનું થયું. બીજા સર્વે સારી પેઠે જમ્યા અને તે જાર પુરૂષને તો એમજ કાઢયો. પછી રાત્રે ગામની સ્ત્રીઓ જમવાની આવી તેની સાથે સ્ત્રીનો વેશ લઈને આવ્યો, તે વખતે પણ પોતે સર્વેને પીરસતો પીરસતો તેની પાસે આવ્યો પેલા જાર પુરૂષને આગળ જેમ કહ્યું હતું તેમજ કહ્યું "ગમાણમાં તમે હતા" કે ત્યારે તે બોલ્યો કે ના. આથી તે પીરસનાર બોલ્યો કે ના ત્યારે પુરૂષની પંગતમાં સુખડીની બાધાવાળો એક જણ હતો અને આ એક તમે સ્ત્રીઓની પંગતમાં પણ સુખડીની બાધાવાળાં છો. એમ કહીને બીજીઓ બધીને પીરશ્યું અને બધી જમી ઉઠી. તે વખતે પેલી મામી જોતી હતી કે મારો જાર પુરૂષ તો એમજ જાયછે માટે તેને કાંઈ આપ્યું હોય તો ઠીક. એમ સમજીને પાંચ સાતસ લાડુ છાંના લઈને આપ્યા

તે તેણે ખોળામાં ઘાલ્યા તે વેળા ભાણેજે જાણ્યું કે મામી એ લાડવા તો આપ્યા. પછી ભાણેજ બારણે આવી ઉ-ભો રહ્યો અને બોલ્યો કે, અરે ! બાઈઓ, તમે મને વધાવી વધાવીને ચાલી જાઓ એમ કરતાં કરતાં તે જાર પુરૂષ સ્ત્રીને વેશે આવીને વધાવેછે એટલામાં લા-ડવા નીકળી પડયા. તે વખતે ઘણો માર માર્યો અને કાઢી મુકયો. બીજાં માણસો પણ સર્વે ઠેકાણે ગયાં. પછી પ્રભાતને પોહોર મામો ને ભાણેજ બે જણ ખેતરે આવ્યા. કણબી ખીજડા આગળ આવીને પગે લાગ્યો ત્યારે ભાણેજ કહે મામા જુહાર અમે તો હવે અહીયાંજ રહેશું. હું આ ખીજડાનો અધીષ્ટાતા દેવ છું. તું નીત્યે આવીને "થાન માન ગુરૂ ગ્યાન" એવી ભક્તિ સાચવેછે તેથી હું તારા ઉપર ત્રુશમાન છું. માટે સાં-ભળ, આ ઠેકાણે ધન છે કાઢીને નવી સ્ત્રી પરણી જુ-નીને કાઢી મુકજે. વળી કષ્ટ પડે મને સંભારજે. એમ કહીને દેવતા અલોપ થયો. તે સુર કુણબી ધન કાઢી નવી સ્ત્રી પરણીને સુખી થયો.

## અવગુણ ઉપર ગુણ કરનાર મિત્રદત્ત અને દત્તની કથા.

અવંતી નગરીમાં મહાસેન નામે રાજા રાજય કરતો હતો તે નગરનો નગર શેઠ સુમિત્રદત્ત નામે હતો

અને તેને મિત્રદત્ત નામે સ્ત્રી હતી તેની કુખે મિત્રદત્ત નામે કુંવર થયો તે જયારે મોટો થયો ત્યારે સારા ઘરે પરણાવીને સુખી કર્યો. એ રીતે કેટલાક દીવસ ચાલ્યા ગયા અને માબાપ મરણ પામ્યા. તે મિત્રદત્તે પાછળથી ઘણું ધન ખરચ્યું. પછી કુસંગ કરીને નટવીટ પુરૂષોની સાથે સર્વ ધન ખરચી નાખ્યું અને દીન પ્રતિ દીન નિર્ધન થતો ગયો. રોજગાર કાંઇ સુજયો નહીં. ધન વિના રોજગાર કાંઇ થાય નહીં. તે માટે કોઇક પરદેશમાં જઈ ચોરી કરી આવું એમ વિચારીને સ્ત્રી કને રજા માગી અને એક ખોદવાનો ગણેશીઓ લઈને પરદેશ ભણી ચાલી નીકળ્યો. ચાલતો ચાલતો કાંતી નગરીમાં આવ્યો તે વખત પહેલીજ રાત્રીમાં એક દત નામે વેહેવારી હતો તેને ઘરેજ આવીને ખાતર દીધું તે વખતે મેઘના અંધકારથી આકાશ છવાઇ ગયું હતું. ઝરમર ઝરમર મે વરસતો હતો તે સમે ખાતર પાડીને ઘરમાં પેઠો. જોયું તો સાવ સોનૈયાના ઢગલા પડેલાછે. એક હીંડોળા ખાટ સાવ સોનાની સાંકળે ટાંગેલી હતી તે દીઠી. તે ઉપર મખમલની તળાઇ બીછાવી હતી તે દેખીને તેણે વિચાર કર્યો કે હમણાં ઘડીક હીંડોળા ખાટે સુઈને ટાઢ ઉડાડું પછી ધન લઇને ચાલી નીકળીશ. એમ વિચાર કરીને સુતો. સુતાંવેત નીંદ્રા આવી ગઇ, તેવે વખત દત્ત શેઠની સ્ત્રી • સુવા-

ના ઓરડામાં સેજ સમારવાને આવી અને દીવો મુ-
કીને જેવી સેજ ઝાડક્વાને આવી અને ઓછાડ ઉ-
પાડયો ત્યાં પુરૂષ સુતેલો દીઠો. તે જોઈને તરત પાછી
વળી ઓરડાની સાંકળ દેઈને એક વાણોતરને કહે કે
શેઠને તેડી આવ. તેથી વાંણોતર શેઠને જઈને કહે કે
શેઠ વખારે તાળાં દઇને ઘરે ચાલો તમને શેઠાણી
બોલાવે છે. શેઠ ઘરે આવ્યા ત્યારે શેઠાણી શેઠને ઓ-
રડામાં તેડી ગઇને ચોર દેખાડયો. તે ચોરને જોઇને
શેઠે કહ્યું કે એ ચોર ન હોય પણ કોઇ વખાનો મા-
ર્યો માનવી છે માટે હાલ એને કોઇ જગાડશો નહીં
એમ કહી શેઠ બહાર નીકળ્યા અને સલાટને બોલા-
વીને ખાતરીઉં પુરાવી નાખ્યું. પછી શેઠે તે ચોરને
ઉઠાડવા માંડયો પણ ઉઠયો નહીં. ત્યારે શેઠે તેને હા-
થ લગાડીને તપાસ્યો એટલે ટાઢ ચડી ગયેલો માલમ
પડયો. શેઠે તે ચોરની ટાઢ દુર કરવાને માટે ઘણા
ઘણા ગરમ ઉપચારો કર્યા ત્યારે કેટલાક વખતે તે સ-
ચેત થયો તેથી એકદમ ઉભો થઇને નીચું જોઇ રહ્યો.
શેઠે તેને પુછયું કે તું કોણ છું? અને કયાં રહે છે.
ત્યારે તે મિત્રદત્ત બોલ્યો કે હું સુમિત્રદત્ત શેઠનો
પુત્ર છુ અને અવંતી નગરીમાં રહું છું. નિર્ધનતા
ને દુઃખે પરદેશ નીકળ્યો છું પણ કોઈ જગ્યાએથી
કાંઈ પૈસો મળ્યો નહીં ત્યારે છેવટે અહીં આવ્યો પણ

ટાઢ ચડી જવાથી સુતો હતો તેવામાં તમે આવ્યા. પછી દત્ત શેઠે પ્રભાત થતાં હજામને બોલાવીને તેના નખ અને વાળ લેવરાવીને સારો પોષાક પેહેરાવીને જણાવ્યું કે આ સઘળું તમારા પ્રતાપે થયેલું છે કારણ કે હું તમારા બાપનોજ ગુમાસ્તો છું એમ કહીને લુગડાં ઘરેણું અને ખાવાપીવા વગેરે બાબતમાં સંતોષવા માંડયો અને એમ કરતાં કરતાં છ મહીના વીતી ગયા ત્યારે એક દહાડો દત પ્રત્યે તે મિત્રદત્ત બોલ્યો કે ભલા હવે હું તો તમારે ત્યાં બહુજ સુખી થયો અને ઘરે જવાનો વિચાર રાખું છું તો રજા આપો તો જાઉં. પછી શેઠે રથ અને ગાડાં તથા નોકર ચાકરો વગેરેની સાથે દસવીસ લાખ રૂપીઆ પણ આપ્યા અને વિદાય કર્યો. એ રીતે મિત્રદત્ત ઘરે આવીને સ્રીને મળ્યો અને સુખ શાતામાં પોતાના દીવસો ગુજારવા લાગ્યો. કેટલાક દીવસ વીતી ગયા પછી કાંતી નગરીમાં દત્ત શેઠ નીર્ધનતાને પામ્યો તેથી અવંતી નગરીમાં દત્ત શેઠ તથા શેઠાણી મિત્રદત્તને મળવાને ધનની મદદ સારૂ આવ્યાં. ત્યાં પાણીને આરે આવીને બેઠાં હતાં તેટલામાં મિત્રદત્તની પાણી ભરનારી ત્યાંથી નીકળી એની ઓળખાણ કાઢીને કહ્યું કે બાઇ તું જરા મિત્રદત્તને છાની ખબર આપજે કે

દત્ત શેઠના બે માણસો આવેલાં છે તે તમને દેરાસરના ઓટલા ઉપર બેઠાં બેઠાં યાદ કરે છે માટે એવા ખબર આપવાને હું આવી છું એમ કહેજો. પછી પાણી વાળીએ જઇને મિત્રદત્તને કહ્યું તેથી મિત્રદત્ત કેટલાંક માણસોને સાથે લઇને નીકળ્યો અને દત્ત શેઠને આવીને મળ્યો. બંને આદર સહીત મળ્યા અને ઘરે આવ્યા પછી ઉના પાણીથી નવરાવી ધોવરાવીને નવા પોષાક પેહેરાવી ભોજન કરાવ્યાં. એ રીતે સુખ શાતામાં રહેતાં રહેતાં છ મહીના વીતી ગયા તેથી દત્ત શેઠે રજા માગી પણ મિત્રદત્ત કહેવા લાગ્યો કે તમે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી. હું તો ચોરની હાલતમાંજ તમારા ઘરમાં પકડાઇ ગયો હતો તોપણ તમે તે વખતે ઓસાડ વેસડ કરીને મારી ટાઢ ઉડાડીને મને સુખ શાતામા પોષીને રાખ્યો અને વિદાય કર્યા, અને તે તમારા પ્રતાપથીજ આજ આટલી સાહેબી પાછી થઇ છે તો હું તો તમારે ત્યાં એવી રીતે આવ્યો હતો અને તમે તો બે જણાં આવ્યાં છો માટે છ મહીના બીજા રહો પછી વિદાય થજો એમ કહીને છ મહીના બીજા પણ રાખ્યાં. પછી એક વરસ પુરું થયું ત્યારે ત્રીસ ચાળીસ લાખ રૂપીઆ દઈને ઘણે આડંબરે ઘરે પોહોંચતો કર્યો પછી દત શેઠ પોતાને ઘરે

આવ્યો અને ઘણો સુખી થયો. તે વખત દત્ત શેઠે મનમાં વિચાર કર્યો કે મેં એક જીવને ઉપકાર કર્યો તો મને તે કેવો સુખ દાયક થઇ પડયો. તો તેમજ સર્વ જીવ ઉપર ઉપકાર કરીએ તો સુખનું કાંઇજ લેખું ન થાય એમ વિચારી દાન સુપાત્ર જોઇને ઘણાં દેવા મંડયો અને સાધુઓના ઉપદેશે કરીને તે બાર વૃત પાળી સ્વર્ગે ગયો.



## બીજાનો મરમ પ્રકાશ કરવો નહીં તે વિષે કથા.

કુસુમપુર નગરમાં કુસુમસેન રાજા રાજય કરતો હતો તે નગરમાં રૂષભદાસ નામે વેહેવારી રહેતો હતો તેને સુધન એવા નામનો એક દીકરો હતો તેને સુવર્ણપુરમાં પરણાવ્યો હતો. દહાડે દીવસે તે સુધન મોટો થયો તે વખત માતા પિતા મરણ પામ્યા અને બહુજ નિર્ધનતા પામ્યો. તેથી સ્ત્રીને પણ તેનાં મા-બાપ આવીને તેડી ગયાં અને હાથે રોટલા કરીને ખાતાં ખાતાં છ મહીના થવા આવ્યા તે વેળા સ્ત્રીને તેડવાને માટે સુવર્ણપુરમાં આવ્યો. પાધરો સસરાને ઘરે આવ્યો અને ઘણી આગતા સ્વાગતા કીધી. જ-

માઈને બે ચાર દીવસ રાખીને પછી દીકરીને જમા-
ઈને શીખ દીધી. સ્ત્રી ભરતાર બે જણું માર્ગે ચાલ્યાં
જાય છે ત્યારે સ્ત્રી મનમાં વિચાર કરીને મનમાં
બોલી કે કયાં એ કર્મ હીણો મને તેડવા આવ્યો છે!
તેના ઘરમાં તો એક ટંકનુંએ ખાધાનું નથી. માવીત્રે બેઠી
સુખે રોટલી ખાતી હતી તે પણ ટાળીને લઇ જાય
છે આ સોહાગથી તો રંડાપો ભલો એમ વિચાર ક-
રતી રસ્તામાં ચાલી જાયછે, તેવામાં આગળ જતાં એક
કુવો આવ્યો ત્યારે સ્ત્રી કહેવા લાગી કે સ્વામી મને પા-
ણી પાવ ત્યારે કળશીઆએ દોરડી બાંધી કુવામાં સીંચ્યો
તે વખત પાછળથી સ્ત્રીએ તેને ઠેલ્યો તેથી તે કુવામાં
જઇને પડયો. ત્યાંથી પછી સ્ત્રી ભાગી તે માવીત્રે આવી
ત્યારે માબાપે પુછયું કે દીકરી આમ પાછી કેમ આ-
વી, ત્યારે તેણે જવાબ આપ્યો કે મારગે જતાં ચોર
મળ્યા તે તમારા જમાઈને ઝાલી ગયા અને હું ભા-
ગી તે અહીંઆં આવી પછી સ્ત્રીતો સુખ શાતામાં
પીયરમાં રહેવા લાગી. પણ સુધનને કુવામાં પડયાને
જયારે બેચાર ઘડી થઇ ત્યારે કોઇ વટે મારગુઓ એ
રસ્તેથી જતા હતા તેઓ પાણીનો કુવો ધારીને ત્યાં
આવ્યાં અને કુવામાં ઘડો સીંચ્યો તેથી તે ઘડાનું

દોરડું સુધન પકડી રહ્યો. પછી વટે મારગુએ પુછ્યું કે તું કોણ છે ત્યારે તેણે કુવામાંથી જવાબ દીધો કે હું તો વખાનો માર્યો માનવી છું અને આ રસ્તેથી જતાં પડી ગયો છું એ સાંભળીને બધાએમ ળીને બહાર કાઢયો. પછી સુધન મનમાં વિચારવા લાગ્યો કેઃ—

સંપત હોય તો ઘર ભલું, નહીં તો ભલો પરદેશ;
ગોડી પુછે ગોડીયા, કોણુ ભલેરો દેશ

એમ વિચારીને ઘરે પણ ન ગયો અને પાધરો બેણાતટ નગરમાં આવીને વાહાણે ચડયો અને પછી ખુશી આનંદમાં પર દ્વીપમાં જઇ પહોંચ્યો. ત્ય બાર વરસ સુધી રોજગાર કરી અત્યંત ધન કમાઇ પોતાના વાહાણમાં તે ધન ભરી પાછો કુશળતાથી બેણાતટ પર આવીને ઉતર્યો તે વખત માલ મીલકત સર્વે કુસુમપુર ભણી મોકલાવી અને પોતે સ્ત્રીને તેડવા સાસરે ગયો તેવામાં પોતાની સ્ત્રી ગોખે બેઠ હતી તેથી તેને દેખી અને તેણે પણ પોતાના ભરતારને દીઠો. બેની નજર એક થઈ ત્યારે સ્ત્રીએ પોતાની એક આંગળી ઉંચી કરી તેથી સુધને બે આંગળી ઉંચી કરી. તેનો અર્થ એવો કે સ્ત્રીએ ભરતારને પુછયું તે એમ કે આપણી એક વાત કોઇ જાણે છે કે કેમ ? ત્યારે કહ્યું કે તું અને હું બે જાણીએ

છીએ. એમ બે જણને વાત ચીત થયા પછી સુધન શેઠ સાસરે આવ્યો ત્યાં સહુ આવીને મળ્યાં. તે વખત જમાઈને સારી આગતા સ્વાગતા કરીને સારો સાસરવાસો આપીને દીકરીને વેળાવી. ધણી ધણી આણી ઘરે આવ્યાં. માલ મીલકત સર્વ ઘરમાં ઉ-તારી પોતે સ્ત્રી અને પુરૂષ સંસારના સુખ વિલાસમાં પડ્યાં. એક પુત્ર થયો તે દહાડે દીવસે મોટો થતે ગયો. પછી પરણાવ્યો તેની વહુ ઘરમાં આવીને કામકાજ કરે તે સાસુને ગમે નહી તેથી સાસુ વહુને બેની વચ્ચે બનાવ નહીં. એક વખત સુધન શેઠ જમવા બેઠા છે તેવે સમે વંટોળીઓ વાયરો આવ્યો તે વખત સ્ત્રીએ ઉઠીને આડો છેડો ચીરનો ધર્યો તે જોઇને તે સુધન શેઠને આગલો દીવસ યાદ આવ્યો અને એક દીવસ તે હતો જે દીવસે મને કુવામાં નાખ્યો અને આજનો પણ દીવસ છે કે ઉઠીને ચાર ધરે છે. માટે સર્વ સંસાર સ્વારથીઓ છે. એમ વિચાર કરતાં શેઠને જરાક હસવું આવ્યું તે વહુએ દીઠું તેથી તેણે વિચાર્યું કે એ વાતમાં કાંઇ ભેદ ઊંડો છે. રાતને વખતે દીકરાની વહુ પોતાના ધણીને કહે કે તમારો બાપ જમતાં હસ્યા તેનું કારણ પુછીને મને કહો ત્યારે તે કહે કે ઠીક પુછી લઇશ. પછી એક બે દીવસને આંતરે પુત્ર પીતાને કહે કે ત્રીજા દીવસ ઉપર

પીતાજી તમે જમતાં હશ્યા! તેનું શું કારણ તે કહે. તે વખતે શેઠે કહ્યુ કે આમે મન ઉઠી વાત કહીને દીકરાને સમજાવ્યો. ફરી રાતે પોતાની વહુ આગળ સર્વે હકીકત જણાવી ત્યારે તે બોલીકે મુળવાત એ ન હોય. માટે મુળવાત તમે પુછીને મને કહો. પછી એક દીવસને આંતરે દીકરે અતી હઠલીધી ત્યારે બાપે કહ્યું કે એ વાતમાં કાંઈ સ્વાદનથી તે માટે ન પુછ. ત્યારે દીકરો કહેકે કહોને કહોજ. ત્યારે શેઠ બો-લ્યો કે એકવાર તારી માએ મને કુવામાં નાખ્યો હતો માટે હસવું આવ્યું. સાંભળ એ વાતનું બીજા કોઇને પણ કહીશતો મોટો અનર્થ થશે માટે રખેને એ વાતનો મર્મ કોઈ આગળ પ્રકાશતો નહીં. એમ કહીને રજા દીધી. પછી રાતને વખતે તે દીકરો પોતાની સ્ત્રી સાથે સુવાને ગયો ત્યાં તે સ્ત્રીની પાસે મોહનીનો મંત્ર હતે તેથી પેલી વાતનો ભેદ ભાંગતાં કહ્યું કે એતો મારી માએ મારા બાપને કુવામાં નાખ્યા હતા માટે તે સાં-ભરી આવવાથી હસવું આવ્યું. પછી થોડાક દીવસ ગયા કેડે એક વખત સાસુ વહુને કાંઈ લડાઇ ટંટે થયો તેથી વહુએ મેહેણું માર્યું કે તમે તો મારા સસ-રાજીને કુવામાં નાખ્યા હતા તેજ કે બીજા. આથી સાસુને બહુજ માઠું લાગ્યું અને વિચાર્યું કે હવે જી-વીને શું કરવું છે માટે મરવું એમ ધારીને ઘર આગળ

કુવો હતો તે કુવામાં પડી. થોડી વારે જ્યારે સાસુને વહુએ ઘરમાં જોઈ નહીં ત્યારે કુવામાં જઇને જોયું તો સાસુ કુવામાં પડેલી દીઠી તેથી પોતે પણ કુવામાં પડી. પછી થોડી વારે દીકરો ઘરે આવ્યો અને જોયું તો ઘરમાં કોઇને દીઠું નહી પછી કુવા આગલ જઈને અંદર જોઇને વિચાર્યું કે અરે! મારા બાપે કહ્યું હતું કે તું એ વાત કોઇને કહીશ માં પણ મેં કહી તેથી આ અનર્થ નીપજ્યો પણ હવે આ અપરાધવાળા મુખે મારાથી બાપને મળવામાં મોટી શરમ માટે હું પણ કુવામાંજ પડું. એમ વિચારીને તે પણ કુવામાં પડીને મરણ પામ્યો પછી સુધન શેઠે જાણ્યું કે દીકરો દુકાનેથી ગયો તેને ઘણીવાર થઈ પણ હજી આવ્યો નહીં માટે એ કેમ રોકાયો હશે એમ વિચારીને તે પણ ઘરે આવ્યો અને આખા ઘરમાં ફરીને જોયું તો કોઈને પણ દીઠું નહી તેથી કુવા પાસે જઈને જુએ છે તો સર્વ માંહે પડેલાં દીઠાં તેથી સર્વને કઢાવીને અગ્નિ સંસ્કાર કર્યો અને પછી શેઠ ઘણું ધન વાપરી ખરચીને ચારીત્ર લઇ બેઠ અને સુધર્મથી સંજમ પાળીને સ્વર્ગે પહોંચ્યા.



## બુદ્ધિ ઉપર વેશ્યાની કથા.

માળવા દેશમાં ઉજણી નગરીમાં અજીત સેન

નામે રાજા રાજ્ય કરતો હતો તે નગરમાં જીણદાસ નામે એક વાણીઓ રહેતો હતો. તે ઘણોજ ધનવાન હતો. તેને જીનપાલક નામે એક પુત્ર હતો. તે ઘણોજ ડાહ્યો અને બત્રીસ લક્ષણો હતો. તેને ચતુરાઇની કળા શીખવા માટે વેશ્યાને ઘરે મુકયો હતો ત્યાં બે ચાર વરસ વહી ગયાં અને એટલા વખતમાં ત્યાં સર્વે કળા શીખ્યો પછી ઘરે આવ્યો. ઘરે આવ્યા પછી બાપે પરણાવ્યો. ઘરનો સર્વ કારભાર દીકરાને સોંપ્યો એક દહાડે પાંચ સાત મિત્ર સાથે મળીને વાડીએ જતા હતા તેવામાં પેલી વેશ્યા પણ સામી ચાલી આવતી હતી ત્યારે વેશ્યાના મનમાં એવો વિચાર ઉપજયો કે જીનપાળકે ફરીથી મારા ઘરની દીશ જોઇ નથી માટે એને કાંઇક ફંદમાં નાખું. એમ વિચારીને પાસે આવીને વેશ્યા બોલી કે, અરે! જીનપાલક હજી તું બહેન ભોગવે છે સ્રીને ભોગવ ત્યારે એવડો અહંકાર કરજે. એમ કહી ચાલી નીકળી તે વખત જીનપાલક મનમાં વિચાર કરવા લાગ્યો કે જયાં સુધી હું બાપની ઉપજી લક્ષ્મિ ભોગવું છું ત્યાં સુધી સ્રી તે કહેવાય નહીં. એવો મનમાં વિચાર આવતાં તે એકદમ પાછો વળ્યો અને ઘરે આવીને પીતાને કહેવા લાગ્યો કે પીતાજી મારે તો એકવાર પરદેશ જરૂર જવું માટે રજા આપો ત્યારે બાપ બો-

હ્યો કે તો તું થળાવટને રોજગારે જા. ત્યારે કુંવર કહે કે ભલે તો હું તેમ કરૂં છું. પછી ત્યાંથી બાવના ચંદનના લાકડાં સોબસેં ગાડાં ભરીને શુભ દીવસે સોપારા પાટણભણી ચાલ્યો. આ વાતની ગામમાં ખબર પડતાં ગામના વેપારીઓએ સોપારા પાટણ કાગળ લખીને ત્યાંના વેપારીઓને જણાવ્યું કે અત્રેથી જીનપાલક કુંવર બસે ગાડાં ભરીને બાવના ચંદન લઇ આવેછે એવા આગલથીજ ખબર આપ્યા હતા. તે કાગળો જ્યારે સોપારા પાટણની બજારમાં વંચાયા ત્યારે તે ગામમાં ચાર ધુતારા વસતા હતા તેણે આ વાત ધ્યાન રાખીને સાંભળી. તેમણે વિચાર્યું કે હવે બાવના ચંદનની હેડ આવેછે. તેઓએ ચારે જણાએ એક સંપ કરીને સલાહ કીધી અને સામા ચાલ્યાને ચાર પાંચ ગાઉ જઈને ગાડાં આવતાં દેખીને તેઓ ચારે દીશાએ ચાર સગડીઓ સલગાવીને બેઠા. તેમાં એક કટકો બાવના ચંદનના લાકડાનો મુક્યો અને તાપવાને બેઠા. તે વખતે બાવના ચંદનની સુગંધી અને પરિમલ પ્રસરવાથી આખું જંગલ આસપાસમાં બેહેકી રહ્યું. એ સુવાસ જીનપાલને આવી તેથી પોતાના બધાં ગાડાં તપાસ્યાં અને સર્વે અકબંધ જોયાં પછી પુર્વ દીશામાં નજર પડી તે તરફ થોડે દુર અંગીઠી દીઠી ત્યાં જઇને પુછ્યું કે તમે કોણ છો

અને ક્યાં રહોછો અને બાવના ચંદન કેમ બાળો છો. તે સાંભલીને તે બોલ્યો કે ભાઇ અમે તો વટે માર-ગુછીએ. સોપારે નગરે રહીએ છીએ અને બાવના ચંદન તો અમારે કણને પાડે છે માટે તે નાવડે બે-ઠા બેઠા તાપીએ છીએ. એવી રીતે ચારે બાજુની અંગીઠી તરફ જઇને જોઇ આવ્યો. તે ચારેનાં એક વચન સાંભલીને મનમાં બહુજ ચીંતા કરવા લાગ્યો. એમ કરતાં કરતાં સવારનો પ્રહર થયો. ત્યારે તે ચારે ધુતારા એકઠા મલીને આવ્યા અને કહેવા લા-ગ્યા કે કેમ શેઠ કરશો સાહું. ત્યારે શેઠ બોલ્યા કેમ કરશો. ત્યારે તે ધુર્ત કહેવા લાગ્યો કે ચંદનથી બમ-ણાકણ ત્યારે જીનપાળે ત્યાં લખત કર્યું કે ચંદનથી બમણાકણ વલી જેવો કણ માગે તેવો દેવો એમ લ-ખત કર્યુ અને સોપારે આવ્યા. ત્યારે શાહુકાર સર્વ મળવા આવ્યા. ત્યારે પાડ પુછ્યા ત્યારે એક દોક-ડાના આઠ દોકડા થતા જાણ્યા. પછી શાહુકાર સર્વે પાછાવળ્યા ત્યારે પછી હીરા નામની વેશ્યા આવી. તેણે મુજરો કર્યો પણ શેઠને ઉદાસ દીઠા. તેમ શેઠને ચીંતાતુર દેખીને તે વેશ્યા કહેવા લાગી કે શેઠજી ત-મને શી ચીંતા છે ? આ સાંભલીને શેઠે પોતાની સા-ઠાની સર્વ હકીકત કહી સંભલાવી. ત્યારે વેસ્યા બો-લી કે તમે લગારે ફીકર કરશો નહિં. મારી માતા

મલા છે તે મોટી બુદ્ધિવાન છે તે તમને રસ્તો કરી આપશે. તમે રાતે ત્યાં આવજો એમ કહીને વેસ્યા ઘરે ગઇ. પછી કુંવર પણ સંધ્યાકાલને વખતે ઉત્તમ પ્રકારની ભેટ લઈને વેસ્યાને ઘરે ગયો. ત્યાં જઈને વેસ્યા કમલા આગલ બધીવાત કહી સંભલાવી ત્યારે તે કમલા બોલી કે કુંવર સાંભલ કણ એવા મોતીનો દાણોછે માટે સવારે એ ધુર્ત લોકો આવે કે તમે કહેજો કે મોતી લાવો અને બાવના ચંદન લઇ જાઓ તે વખત ધુર્ત તમને રાજા પાસે લઇ જશે હું પણ ત્યાં રાજાને ચમર ઢોળું છું ત્યાપણ તમારો બોલ ઉપર થવાને માટે સારી પેઠે મહેનત લઇશ અને તમારૂં કામ કરાવી આપીશ. એ પ્રમાણે વચન સાંભલીને મનમાં બહુજ આનંદ પામી ચાર પોહોર રાત આનંદ રંગમાં ગુજારી પ્રભાતને પોહોર ઉતારે આવ્યો ત્યારે ધુર્ત પણ આવ્યા અને બોલ્યા કે ટુચોકણ લાવો ચંદન તો કહે કે લાવો મોતી ધુર્ત બોલવા લાગ્યા કે મોતી કેવ દાણા પરઠયા છે કણ. પછી શેઠ કહે કે બાવના ચંદન બદલે કોઈ જગ્યોએ કણ દીધા સાંભળ્યા છે. એમ બોલતાં અંદર લડી મરતા હતા પણ કેટલેક ઠેકાણેથી સુચના મલી કે હવે કેસએ રાજાની હજુરમાં કાંઈ ફેંસલા માટે લઇ જાઓ તો તમારી લડાઈ મટી જાય પછી રાજા પાસે ગયા. ત્યારે રાજાએ પુછ્યું કે તમારે

શી તકરાર છે. ત્યારે જીનપાલ બોલ્યો કે અમારે અ-
ને આ બીજા ઉભેલા માણસને એવો વદાડ છે કે ચં-
દનથી બમણા કણ દેવા કણ એવું મોતીનું નામ છે
ત્યારે તેઓ કહે છે કે જાર બાજરો લ્યો ત્યારે તેના
ન્યાયમાં આપ ધણી કહો તેમ કરીએ. ત્યાં વેશ્યા ઉ-
ભી હતી તે વગેરે કહેવા લાગ્યા કે પ્રમાણ વાતછે.
બાવના ચંદનને બદલે મોતીજ હોય પણ કાંઇ ધાન
સાટે હોય નહીં. તે વખત તે ચાર ધુર્તને બંધીખાને
નાખ્યા. રાજાએ જીનપાલને ઘણુંજ માન દઈને રજા
આપી. પછી જીનપાલકે એક મોટી વખાર લઇને
સઘળો માલ ઉતાર્યો અને મન ગમતે ભાવે વેચ્યો. બ-
ધા માલના નાણાં કરીને સર્વ પાસેથી રજા માગી અ-
ને ચાલતો થયો અને કેટલેક દીવસે પોતાને ઘરે આ-
વ્યો તથા માતા પીતા કુટુંબ સર્વને મળ્યો.

---

## બુદ્ધિ ઉપર સાગર દતની કથા.

અવંત નગરીમાં બુદ્ધિ સાગર નામે વહેવારીઓ
વસતો હતો તેને સાગરદત્ત નામે એક પુત્ર હતો. તેને
બેણાતટમાં પરણાવ્યો હતો. તેની સ્ત્રીનું નામ શ્રીમતી
શ્રીમતીને આણું વાળીને ઘરે તેડી લાવ્યા અને સુખે
ઘરે બેઠાં આનંદ કરેછે. એક દીવસને જોગે રાતની
છેલાએ સ્ત્રી ભરતાર બે જણા ઓરડામાં બેઠાં હતાં

તેવામાં સાગર દત્તના માથામાં ખરજ આવી ત્યારે સ્રીને કહેવા લાગ્યો કે મારૂં માથું જુઓ. પછી સ્રી દીવાનો જોતે બેસીને માથું જોવા લાગી. માથું જો તાં જોતાં સ્રીનું માથું ધુણ્યું ત્યારે સાગરદત્ત પુછ્યું કે, સ્રીતે માથું કેમ ધુણાવ્યું. આ સાંભળી સ્રી બોલી કે સ્વામી કાંઇ નહીં. ત્યારે સાગરદત કહે તે તો કહેવું જોઈએ માટે કહેતોજ હા નહીં તો મને ઠીક પડશે નહીં. પછી શ્રીમતી બોલી કે સ્વામી તમારા માથામાં કાગ પગ છે તેથી તમે તમારો રળેલો પૈસે ભોગવવાના નથી પણ બીજાનો પેદા કરેલો પૈસે ખાશો. તે સાંભલીને સાગરદત્ત કહેવા લાગ્યો કેકીર એ વાતનું પણ મારે પારખું લેવું. એમ વિચાર કરીને બીજે દીવસે સાગરદત્ત બાપને કહેવા લાગ્યો કે મને વહાણે ચડાવો. ઘણી હઠ પકડવાથી બાપે પાંચ વહાણ માલથી ભરી આપ્યાં અને સારો દીવસ જોઇને વહાણને હંકાર્યા તે વાયરાના યોગે કુડકડા દ્વીપકલ્પે આવી પહોંચ્યાં તેથી ત્યાંજ નાંગર્યાં. તે કુડકડા દ્વીપકલ્પમાં એક કરણ ઘંટા નામે વૈસ્યા રહેતી હતી તે મહા ધુર્ત હતી. તે શેઠને મુજરો કરવાને આવી તે મુજરો કરીને સાગરને ઘરે તેડી ગઇ ચાર પોહોા દ્રષ રાખીને પ્રભાતે જમવાનું નોતરૂં દઇ ગઈ. પાંચે વહાણનાં સર્વ માણસો સાથે જમવા આવ્યા. તેવામાં

વેસ્યાએ પોતાની એક દાસી મોકલી તે દાસી વહા-
ણમાં જઈને એક સોનાનું કચોળું સંતાડી પાછી
આવી ત્યારે બધાંને જમાડીને શીખ દીધી. શેઠ સાથે
સઘળો સાથ વહાણ ઉપર આવ્યા. પાછળથી વેસ્યા-
એ ફજેતી કરીને પાંચે વહાણ ઉપર પાટીઆં મે-
લીને આવી. સાગરદત્તને કહેવા લાગીકે તમારા મા-
ણસ અમારૂં એક સુવર્ણનું કચોળું ચોરી આવ્યા છે
તે સાંભળી શેઠ બોલ્યા કે એ વાત ખોટી છે જો અ-
મારા વહાણમાંથી નીકળે તો અમારા વહાણ ડુલ
નહીં તો તારૂં ઘર ડુલ. એ પ્રમાણે લખત કરીને વ-
હાણમાં તપાસ કરવા માંડયો. વહાણ જોતાં તો વા-
ટકો નીકળી આવ્યો તે વખતે વહાણને માલ બધું
સ્વાધીનમાં લીધું અને તે ઉપરનાં માણસો બધાં
વીખરાઇ ગયાં. કેટલાક દીવસ વીત્યા ત્યારે એક
વહાણ એ દ્વીપકલ્પથી ઉપડયું તેમાં શેઠે એક કાગ-
ળ લખી પોતાના બાપ ઉપર અવંતી નગરીમાં મો-
કલ્યો. તે વખતે પોતે ગામમાં કોઈ એક ઘાંચીને
ત્યાં રહ્યો હતો. હવે અવંતી નગરીમાં સાગરદત્તનો
કાગળ આવ્યો તે તેના બાપે વાંચ્યો તેમાં એવી
રીતે લખ્યું હતું કે સવા ગજને બેસણે બેસીએ છીએ
માથે છત્ર ધરાવીએ છીએ, થાપ ઉથાપ કરીએ છીએ
એવા સમાચાર વાંચીને બાપનો ખુશી થઇ ગયો. તે

કાગળ મગાવી શ્રીમતીએ વાંચ્યો ત્યારે મનમાં વિ-
ચાર કર્યો કે ધણીએ માલ પણ ખોયો અને ઘંચીને
ઘરે ઘાણી ફેરવે છે. એમ મનમાં વિચાર કરી શ્રી-
મતીએ પોતાના બાપને સદેશા કહે વરાવ્યો કે મને
વેળાસર તેડવા આવજો. તેવા સમાચાર સાંભળીને
શ્રીમતીને તેડવા આવ્યા અને તેડી ગયા. હવે શ્રી-
મતી બાપને ઘરે આવીને બાપને કહેવા લાગી કે મને
એક વહાણ માલથી ભરી આપે હું પરદેશ જઇશ
આ સાભળીને બાપે તેને એક વહાણ માલથી ભરીને
તૈયાર કરી આપ્યું એટલે કુંવરી શ્રીમતીએ પુરૂષનો
વેશ લઈ લીધો અને એક જુવાન સાહુકાર વેપારીના
રૂપમાં તે વહાણમાં આવીને બેઠી. તે વખતે તેને
બાપ બધાં માણસને કહેવા લાગ્યા કે જેમ શીવ કુમાર
જેમ કહે તેમ કરજો. એમ ભલા મણ કરીને શેઠ ઘરે
ગયા. વહાણો તે જગ્યો એથી કુડકડા દ્વીપે હંકાવ્યા
તે કેટલેક દીવસે પહોંચ્યા. વહાણ ત્યાંજ નાંગર્યાં તે
વખતે પેલી વેશ્યા મુજરો કરવાને આવી અને કહેવા
લાગી કે ઘરે પધારો ત્યારે શીવ કુવર કહે પરસ્ત્રીતો
અમારે નીમ છે તેથી આવીશું નહી. ત્યારે સૌ પગી
ત્યારે ગુણકા કહેવા લાગીકે ત્યારે સર્વ પરીવાર સહીત
મારે ત્યાં આજ જમવા પધારજો એટલે શેઠ બોલ્યાકે
ભલે આવી શું. એમ કહી એ વેશ્યાને ત્યાંથી કાઢી

તે પાધરી ઘેર આવી. પછી શીવકુમાર ગામમાં ખબર લેવાને માટે નીકળ્યો, તે વખત પહેલાં વેશ્યાએ લીધેલાં પાંચ વહાણનાં માણસો તેને મળ્યાં તેમણે સઘળી આગળ બનેલી હકીકત કહી સંભળાવી તે સર્વ વાત ધ્યાનમાં એમજ રાખીને વહાણમાં આવ્યો. સવારનો પોહોર થયો તે વખત વેશ્યા જમવાને માટે તેડવા આવી તે વખતે શીવકુંવર પોતાના ચતુર માણસોમાંથી ચાર માણસોને ચાર દીશામાં છાની રીતે રાખીને તેમને જણાવ્યું કે કોઈ આપણા વહાણમાં કાંઈ ચીજ છાની રીતે મુકવાને આવે તો તેને મુકવા દેજો. તે જેવી મુકીને વળે કે તરતજ પછી તે ચીજ મારી પાસે લઈ આવજો. એમ બંદોબસ્ત કરીને પોતે માણસો સહીત જમવા માટે ગયો. પછી પાછળથી વેશ્યાની દાસી આગળની પેઠે કચોળુ મુકીને પાછી વળી તેથી તે કચોળું લઈને એક માણસ તે શીવ કુમારની પાસે આવ્યો. તે માણસે પણ સઘળી બનેલી હકીકત કહી સંભળાવી. પછી શીવ કુમારે કહ્યું કે તેના પાણીના ગોળામાં એ કચોળું મુકો એ પ્રમાણે માણસોએ કર્યું. પછી સર્વે જમીને વહાણે આવ્યા ત્યારે આગળની પેઠે વેશ્યા પણ વહાણે આવીને ફરિયાદ કરવા લાગી કે મહાજન શેઠઆપનાં માણસો મારે ઘરેથી મારૂં સોનાનું કચોળું

ચોરી લાવ્યા છે. એમ જણાવીને કહ્યું કે વહાણો તપાસીશું ત્યારે વહાણો જોવા માંડયાં પણ કચોળું નીકળ્યું નહિ. પછી બધાં મળીને વેશ્યાને ઘરે આવ્યાં. અને ઘરમાં તપાસ કરતાં કરતાં એક બે માણસોએ ધકાધકી કરી મુકી તેથી પેલા ગોળા ઉપર પડ્યા એટલે ગોળો ફુટયો તેમાંથી પેલો વાડકો નીકળ્યો. એ જોઇને બધાં માણસો કહે કે રાંડ એ વેશ્યાજ બહુ કારસ્થાની છે એમ કરીને પછી વેશ્યાને આચકા મારીને ઘરમાંથી બહાર કાહાડી મુકી. ઘરમાં આવીને તે શીવ કુમાર પોતાના સર્વ માણસની સાથે ઉતર્યો. પછી તેણે ત્યાં રહીને થોડા દીવસમાં પોતાના ધણીના પાંચ વહાણ અને આઠ વહાણ બીજાં એમ કરી તેર વહાણ સમા કરાવ્યાં અને તેમાં પાછો તે દ્વીપનો માલ ભરાવીને સર્વ તૈયાર કીધા. તે વખતે ગામમાં સાદ પડાવ્યો કે જો કોઇને અવંતી નગરીમાં આવવું હોય તો સુખેથી ચડવાને આવજો તેમાં નુર પણ લેવામાં નહીં આવશે અને ભાતું પણ શેઠ આપશે. તે સાંભળીને સાગરદત્ત મનમાં વિચાર કરવા લાગ્યો કે હું પણ ચડી જાઉં એમ ધારીને વહાણ પાસે આવ્યો. તે વખતે શીવ કુમારે ઓળખ્યો અને જાણ્યું કે મારા બધાં કામ હવે પાર પડયાં. હવે અહીં ખોટી થવાનું કાંઈ કામ નથી

એમ ધારીને વહાણ સર્વે હંકાર્યાં. આગળ જતાં જતાં સાગરદત્તને ઉના પાણીથી નવરાવ્યો અને હજામત કરાવરાવીને નખ વગેરે લેવરાવ્યા પછી નવો પોષાગ- પેહેરાવરાવ્યો તથા દશે આંગળીએ વેઢ વીંટી પેહે- રાવી ત્યારે સાગરદત્ત બોલ્યો કે તમે મારા ઉપર આભાર ભારે કરો છો. ત્યારે શીવકુંવર કહે કે ત- મારા બાપને અને અમારે ઘણીજ લેવડ દેવડ છે માટે તમે લગારે તમારા મનમાં ઓછું આણશો નહીં. એવી રીતે વાત ચીત કરીને કાંઠા નજીક આવ્યા ત્યારે માલમ કહેવા લાગ્યો કે શેઠ કાલ પ્રભાતે અ- વંતી નગરીનો અને બેણાતટનો રસ્તો બદલાશે ત્યારે શ્રીમતી કહે કે શેઠ, આ સાત વહાણ તમે લઇજાવ અને પછી અમારી અને તમારી લેવડ દેવડ ઘણીછે તે આગળ સમજી શું. એમ કહીને સાત વહાણ દ- ઈને રજા દીધી. શ્રીમતી સાત વહાણ સહીત ખુશી આનંદમાં ઘરે આવી. માબાપને મળી તેથી તેઓ સહુ બહુ આનંદ પામ્યા પછી સાગરદત્ત પણ મનમા હર્ષ ધરતો ઘરે આવ્યો અને માબાપ સગાં વહાલાંને મળ્યો પછી માને પુછવા લાગ્યો કે સ્ત્રી કયાછે ત્યારે કહ્યું કે એ તો પીહેરથી તેડવા આવ્યા હતા તે તેડી ગયા છે. ત્યારે તેજ વેળાએ વેલે બેસીને સાસરે ગયે સર્વે સગાને ત્યાં મળ્યો. પછી સસરાને કહે કે વેહે-

લા વહેલા વોળાવો કારણ કે મારે બાપે મને થોડા દીવસની રજા આપી છે માટે ઝટ જવું છે. પછી તેજ વેળાએ શ્રીમતીના માબાપે સાસરવાસો કરીને વોળાવી અને બો ઘરે આવ્યા. પછી રાત્રે સ્ત્રી ભરથાર એકઠાં મળીને બેઠાં હતાં ત્યારે સાગરદત્ત સ્ત્રી પ્રત્યે કહેવા લાગ્યો કે કેમ તું કહેતી હતી કે તમારૂ, કમાએલું તમે નહીં ખાવ જો ત્યારે આ સાત વહાણ કેવાં લાવ્યો એ સાંભળીને શ્રીમતી કહેવા લાગી કે સ્વામીનાથ, તમે તો મોટા કર્મના ધણી છો. તમારી શી વાત. એવું સાંભળીને શેઠ ફુલાઇ ગયા તે વખત શ્રીમતી કહે કે આ તમારા ઘાંચીના ઘરના વાધા, આ તમારો સવા ગજના બેસણાને કાગળ હ્યો તે તમે જુઓ. તમારે માટે કાળો સમુદ્ર ઓળંગીને તો હું આવી અને તમને જયારે સાત વહાણ આપ્યાં ત્યારે તો તમે ઘેર આવવા પામ્યાછો તો પણ અહંકાર મુકતા નથી. ત્યારે શેઠ ઉઠીને પગે લાગ્યો. શાબાશ છે તને અને શાબાશ છે તારી અકલને એ પ્રમાણે કહી તેની સારી પેઠે પ્રીતિમાં નીમગ્ન થઈ સ્ત્રી ભરથાર ઘણાં સુખ ભોગવી સંસારમાં રહેવા લાગ્યાં. એ રીતે બુદ્ધિની વાત મોટી છે.



## ઘણો કાળ ગયો અને થોડા કાળ માટે થાક લેવો એ વિશે કથા.

---

મિથુલા નગરીને વિષે જયચંદ્ર અને વિજયચંદ્ર બે ભાઇ રાજ્ય કરતા હતા. નાનો ભાઈ વિજયચંદ્ર તેને વિજયશ્રી નામે ભાર્યા હતી. તે ઘણીજ રૂપવંતી તથા મોટી શીળવંતી હતી. તેને એક દીવસને વખતે મોટો ભાઈ જયચંદ્ર જોઇ ગયો અને મનમાં વિચાર્યું કે જો વિજયશ્રીની સાથે મારે મેળાપ થાય તોજ જીવતર લેખે લાગે નહીં તો ધીકાર ભરેલુંજ છે. એકદમ એવું મનમાં લાવીને સારાં લુગડાં અને ઘરેણાં તથા મેવા મીઠાઇ સર્વ દાસીની સાથે મોકલી દીધા તે સર્વ વિજયશ્રી રાખતી હતી. એક દીવસને વખતે દાસીની સંગાથે કહેણ કહેવરાવ્યું કે જે ઘણુંજ વિરૂધ વચન હતું તે સાંભળીને દાસીને વિજયશ્રી કહેવા લાગી કે એ અસતીના કામ છે હું તો સાધવી છું મારે મનનો જયચંદ્ર બાપ સમાન છે એવાં વચન સાંભળી દાસી પાછી રાજા પાસે આવીને કહેવા લાગી કે એમાં તમારો કશો સ્વારથ સરશે નહીં ત્યારે રાજાએ મનમાં વિચાર્યું જયાં લગણ મારો ભાઇ જીવે છે ત્યાં લગણ તે સ્ત્રી મને માને નહીં એમ વિચારી સ્ત્રીની લાલચે ભાઈને શસ્ત્ર વડે મરાવ્યો તેના

મરણની વિજયશ્રીએ સાંભળી ત્યારે વિચારવા લાગી કે જેણે મારી ખાતર ભાઈને મરાવ્યો તો મારૂં શીયળ ખંડન અવશ્ય કરે એમ વિચાર કરીને રાતને સમે મેહેલથી ઝંપલાઇ પડી. ત્યાંથી એકલી મધ્યરાતની વેળા ભાગી. ભાગતાં ભાગતાં પદમપુર નગરમાં આવી. ત્યાં શ્રીગોવાળીકા નામે એક સાધવી હોહી તેની પાસે ધર્મોપદેશ સાંભળીને દીક્ષા લીધી. ચારિત્રય પાળતાં પાળતાં તેને ગર્ભ હતો તેમોટો થયો ત્યારે ગુરણીએ પુછયું કે હે શુભાગે આ શું ? ત્યારે વિજયશ્રીએ પોતાની સઘળી વાત જણાવી. વલી તેણે જણાવ્યુ કે આટલા દીવસ મેં તમને બીકથીએ વાત ન જણાવી તેનું કારણએ હતું કે જો હું મારી વાત કહીશ તો મને દીક્ષા નહીં આપો એમ સમજીને આ વાત છાની રાખી. એ સવલી વાત સાંભલીને તે નગરમાં સુવ્રત નામે શ્રાવક હતો તેને તેડાવીને સાધવીએ ભલાવી તે સુવૃતને ત્યાં નવમાસ પુરા થતાં પુત્ર પ્રસવ થયો તેનું નામ ક્ષુલક કુમાર પાડયું. પછી એક માસ પછી ગુરણી પાસે આવ્યાં પછી સાધવીએ બહાર વિહાર કીધો ત્યારે ગામે ગામ વિચરતાં બારે વરસે ફરી પદમપુર નગરમાં આવ્યાં. ત્યારે ક્ષુલક કુમારને શેઠના ઘર થકી સાધવી તેડી આવીને શ્રી સુવૃતાચાર્યજી પાસે ઉપદેશ કરાવીને દીક્ષા લેવરાવી. ગુરૂ પાસે ભણતાં ચારીત્રય પાલતાં બાર વરસ બીજાં વહી ગયાં ત્યારે ચોવીસ વરસનો થયો. તે શ્રીસુવૃતાચાર્યને કહેકે સ્વામી મારાથી ચારિત્રય પલાતુ નથી ત્યારે ગુરૂ કહે એક

બાર વરસ અમારા કહ્યાથી રહો અને પછી તમને રજા આપીશું. એમ કહી રાખ્યો અને બાર વરસ વહી ગયાં ત્યારે વલી કહેવા લાગ્યો કે સ્વામી હું જઈશ ત્યાર ગુરૂ બોલ્યા કે ભલે તમારી માતાની આજ્ઞા લઈને જાઓ. તે વખત માતા પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, માતાજી બાર વરસમેં ચારિત્રય પાળ્યું, બાર વરસ હું ગુરૂના કહેવાથી રહ્યો હવે જો તમે રજા આપો તો ઘરે જાઉં. ત્યારે માતા બોલીકે ગુરૂણીજીની રજા લઈને જાઓ. ત્યારે ગુરૂણી કહે કે એક બાર વરશ અમારા વતી રહો. વળી બાર વરસ રહ્યો. એમ અડતાલીસ વરસ વહીગયાં, ત્યારે માતા કહે તું એકબાર વરસ મારાવતી કહેણ કબુલી રહે વળી પણ બાર વરસ રહ્યો. એમ સાઠ વરસ થયાં તો પણ જીવ ડામ ન આવ્યો ત્યારે એક રતનકાંમળ અને એક નામાંકીત મુદ્રિકા એબે ચીજો સુવૃત શેઠને ઘરે મુકયાં હતાં ત્યાંથી અપાવ્યાં ને કહ્યુંકે તું આ લઇને મીથુલા નગરીમાં તારો કાકો જયચંદ્ર રાજય કરેછે ત્યાં જઇ તું અર્ધ રાજય માગી લેજે. એમ કહીને માએ દીકરાને રજા દીધી. સર્વની રજા માગીને ક્ષુલક કુમાર ઘરે આવ્યો. તે દીવસે દરબારમાં મીથુલા નગરીમાં નાટક થતું હતું તે જોવા માટે ગામના ઘણા લોકો મળ્યા હતા. ક્ષુલક કુમાર પણ દરબારમાં આવીને એક કોરે જોવાને ઉભો હતો નાટકવાળાઓએ મોડી રાત સુધી ઉમંગથી નાટક બજાવ્યુ પણ રાજા તરફથી કે બીજા કોઇ તરફથી કાંઇ દાન મળ્યું નહિં. ત્યારે તેઓનો ઉમંગ ભાંગી ગયો.પછી નાટકનો મોટે

ક હતો તેણે વિચાર્યું કે હું હવે થોડી રાત સારૂ આ બધાનો પગ પાછો પડે છે પણ એમ નથી સમજતા કે આખી રાતના કરેલા કામ ઉપર આટલી વારમાં પાણી ફરશે. માટેઃ—

સુગાઇયં સુઠગ ઇયં । સુઠનચીયં સામસુંદરી ॥
ગતં બહુ તરં કલે । અલ્પતિ શ્રતી સર્વરી ॥

ગણી રાત ગઇ અને થોડીશી રાતમાં શું થાકોછો અને પાછા પગ ભરોછો. એવી ગાથા ક્ષુલ્લક કુમારે સાંભળીને સવા લાખનો રત્નકાંબળ અને આમુલખ નામાંકીત મુદ્રિકાનું દાન દીધું. ત્યારે પછી રાજાના પુત્રે એક અમુલ્ય હાર આપ્યો. પછી એક પટ હસ્તીનો કુંવાર હતો તેણે સવા લાખનો અંકુશ નાંખ્યો. તે પછી એક વેહેવારીની સ્ત્રીએ નવસર મોતીનો હાર નાખ્યો પછી તો ઘણું એ દાન તે નાટકીઆઓને મળ્યું. આ વાતથી રાજાને ઘણીજ રીસ ચડી. તેણે કહ્યું કે એવો કોણછે કે જેણે મારા પેહેલાં દાન દીધું ત્યારે ક્ષુલ્લકને પુછ્યું કે ભાઈ તું કોણ છું અને તે શું સમજીને મારી કચેરીમાં દાન દીધું તે તું જણાવ. ત્યારે ક્ષુલ્લક કહેવા લાગ્યો કે હું તમારો ભત્રીજો છું એમ કહીને આગળ બનેલી સર્વ વાત કહી સંભળાવીને જણાવ્યું કે સાઠ વરસસુધી સંજમ પાલ્યું તો પણ મન ઠેકાણે ના આવ્યું અને આજ આ ના-

ટકીઆની ગાથા સાંભલીને મન ઠેકાણે આવ્યું માટે આનંદ માનીને દાન દઇ દીધું. વળી રાજાએ પોતાના દીકરાને પુછ્યું કે તે શુધારીનેં દાન દીધું ત્યારે તે બોલ્યોકે, મેં જાણ્યુંકે રાજા રાજ્યનો લોભી છે અને રાજ્ય મુકતો નથી માટે મારી નાખું તો રાજ્ય આવે એમ વિચારમાં હતો તેવામાં એ ગાથા સાંભળીને જાણ્યું કે હવે રાજા તો થોડા કાળ છે અને મારીને શું કામ પાપમાં પડું એમ જાણીને દાન દીધું. ત્યારે ધનવતીને પુછ્યું કે તમે દાન કેમ દીધું. ત્યારે તેણે જણાવ્યું કે મારો ધણી વહાણ ભરીને પરદેશ ગયો છે તેણે બાર વરસે આવવાનું કહ્યું હતું તે મુજબ બાર વરસ ગયા અને હવે હું મારી મતી ફેરવવાના વિચારમાં હતી તેટલામાં આ ગાથા સાંભળીને મને વિચાર આવ્યો કે હવે જેટલા દહાડા મારા પતીને થયા તેટલા બીજા નહીં થાય અને થોડા માટે શું કામ હું મારૂં પતીવૃતા પણું ગુમાવી દઉ. આ વિચારથી મન ઠામ આવતાં ખુશી થઇને નવસરનો હાર આપ્યો. પછી કુંતારને પુછ્યું કે તેં કેમ અંકુશનું દાન દીધું ત્યારે કુંતાર કહે કે મહારાજ મારે પટરાણી સાથે રાગ હતો તે આજ કાલ કરતે આટલા દીવસ મેં કાઢી નાંખ્યા પણ આ ગાથા સાંભળીને વિચાર આવ્યો કે હવે ધણા દીવસ કાઢયા અને થોડા

મુદત માટે પર સ્ત્રી પાપમાં શું કામ જીવ બગાડું એમ જાણીને મેં તો દાન દીધું છે. ત્યારે રાજાએ વિચાર્યું કે આ બધા સમજ્યા પણ હું કાંઈ ન સમજ્યો તો ધીકાર છે મને એમ વિચારી મોટું દાન આપી દઈને નાટકીઆને રજા આપી. ક્ષુલક કુમારને કહેવા લાગ્યો કે તું રાજય લે. ત્યારે તે બોલ્યો કે મારે તો પાછો વેરાગ્ય લેઇ ચારિત્રય ધારણ કરવું છે. તે વખતે રાજા પોતાના દીકરાને રાજય આપી પોતે ક્ષુલક કુમાર સાથે રાજા રાણી કુંતાર જઈને સુવ્રતાચાર્ય પાસે આવીને દીક્ષા લીધી. માતાને મળ્યા. ચારિત્રય પાળી એકા અવતારી થયા.

## અનિત્ય ભાવ ઉપર એક દ્રષ્ટાંતિક કથા.

કુસુમપુર નગરમાં શાંતનુ નામે રાજા હતો. તેને ઘરે શાંતનુ તાપ એવે નામે સ્ત્રી હતી. સ્ત્રીને પુરે માસે એક જોડલું અવતર્યું. તેમાં દીકરાનું નામ પુક્ચુલ એવું રાખ્યું અને દીકરીનું નામ પુક્ચુલા એવું પાડયું. તે બે મોટા થયાં ત્યારે માબાપે એકાંતમાં બેશીને વિચાર કર્યો કે જે જોડી પરમેશ્વર સાથે મોકલી તો તેમને આપણે જુદાં પાડવાં એ ઠીક નહીં એમ વિચારીને તે બેન ભાઇને માંહો માંહે પરણાવ્યાં કેટલોક કાળ વહી ગયો ત્યારે પુક્ચુલને રાજય આપી રાજા અને રાણી બે દેવ લોક પહોંચ્યા. તે વખત

રાણીનો જીવ દેવત્વપણે મનમાં વિચારે કે, એ બેન ભાઇ અમે પરણાવ્યાં તે સારૂં ન કર્યું. માટે તેઓને હવે સમજાવું. એમ વિચારીને તે માતાનો જીવ દેવત્વપણે પુફચુલા પાસે રાત્રીને સમે આવીને સ્વપ્નમાં નર્કના દુખ દેખાડવા લાગ્યો. તેથી પુફચુલા મનમાં બીહીવા લાગી અને પુફચુલ આગળ સર્વ હકીકત સ્વપ્નની કહી ત્યારે પંડીતોને બોલાવીને સ્વપ્નનો વિચાર પુછયો. ત્યારે પંડીતો કહેવા લાગ્યા કે સ્વપ્ન વિચારમાં તો એક નિર્ધન પણાનું દુખ, અને સંતાન નહી તે દુખ; અને ઘરે કે ભાર્યા તે દુખ, એટલાં સર્વ નરકનાં દુખની ભીતી પેદા કરનારાં છે. એ વાત પંડીતોની રાજાને મનમાં કાંઇ બેઠી નહીં તેથી તેમને રાજાએ રજા આપી. પછી એક દીવસને સમે સ્વપ્નામાં સ્વર્ગનું સુખ દેખાડયું તે પણ પંડીતની સભામાં પુછયું ત્યારે પંડીત લોકો કહે કે આ સંસારમાં સારાં ખાવા પીવાં પેહેરવા ઓઢવાં એ સર્વ સ્વર્ગના સુખ કહેવાય. એ વાત પણ પુફચુલાના મનમાં બેઠી નહીં. એમજ નિત્ય સ્વપ્નામાં સ્વર્ગ નર્ક દેખ્યા કરે એમ કરતાં કરતાં છ માસ વીતી ગયા તે વખત પુફચુલા ગોખમાં બેઠી હતી તેવામાં સુપ્રતીશ્રતી આચાર્ય અતીથીવર સામા હળવે ગોચરીએ જાતા હતા તે જોયા. તે દેખીને પુફચુલાએ તેમને દાસી મો-

કહીને બોલાવ્યા. સાધુ દરબારમાં આવી ઉભા રહ્યા ત્યારે પુફચુલા અને પુફચુલ પગે લાગ્યાં. અને પુછ્યુ કે સ્વામી સ્વર્ગ નર્કના સુખ દૂખનાં કારણ શું હશે. તે વખતે ગુરૂ ત્રણ જ્ઞાનને જાણનારા હોવાથી તેમણે જ્ઞાન વડે સર્વ ભાવ દર્શાવ્યાં. તેઓ બોલ્યા કે તમારા માબાપે તમને ભાઈ બેનને અંદર અંદરમાં પરણાવ્યાં તેમને હવે ઠીક લાગતું નથી માટે તેમાંથી છુટવાને માટે તમને જુદા પાડવાને તમારે માતાએ તમો નરક દેખાડવા માંડયું છે અને તે દેખાડીને તમને ઠેઠથી ભલામન કરે છે કે જે અતી પાપ કરશે વિષય શેવશે, અને પરસ્ત્રી ગમન કરશે તે નરકમાં પડશે. જે ધર્મ કરશે, શીળ તપ સંજમ પાલશે તે સ્વર્ગમાં જાશે. એવી વાણી શાંભલીને મનમાંથી સર્વ પ્રકારનો સંશય ભાંગ્યો. પછી પુફચુલા બોલીકે સ્વામી આપણે માવીત્રને ઘરે અઘટીત કામ કર્યું. ભાઇ બેનને સંબંધે વિષય સેવના કરવી પડી માટે હું તો ચારિત્રય લઈશ પણ તમે ભલે બીજી સ્ત્રી પરણીને રાજ સુખ ભોગવો. ત્યારે પુફચુલ બોલ્યો કે, તમે જો ગામમાં રહો તો હું તમને રજા દઉં. તે વચન પુફચુલાએ કબુલ કર્યું. એ પછી પુફચુલાએ અતી અડંબરે કરીને ચરિત્ર આદર્યું સુપ્રતિષ્ટીત આચાર્ય પાસે સુધર્મે સંજમ પાળીને

આચાર્યની સેવા કરતી હતી. અહાર પાણી પુફ્ચુ-
લા લાવી આપતી હતી. એમ કરતાં કેટલાક દીવસ
પછી એક વખત શુભ ધ્યાનથી કરીને કેવલ જ્ઞાન
ઉપજ્યું તે પુફ્ચુલાએ ગુરૂની સેવામાં ભંગ પડે માટે
જાહેર ન કર્યું. એક દીવસે વર્ષા રૂતુમાં પુફ્ચુલા સા-
ધ્વી, અહાર પાણી વોહોરી લાવીને ગુરૂને કહે સ્વામી
ઉઠો આહાર પાણી કરો. ત્યારે બહુજ રીસ ચડાવીને
ગુરૂ કહે અરે ! ભૂંડી તું કેમ નરકમા મને પાડે
છે. એક સાધ્વીના હાથનો અહાર અને પાણી આ-
ણેલો મને ન ખપે તે હું કરૂં છું બીજું આ વર્ષા
રૂતુના સચીત પ્રદેશમાં ખુદતી અહાર પાણી લઈ
આવી તે મુજને કેમ કરાવીશ. ત્યારે તે સાધ્વી બો-
લી કે, સ્વામી હું અચીત પ્રદેશમાં થઇ અને સચીત
પ્રદેશમાં થઇને આવી. તે સાંભલીને ગુરૂ કહે શું
કેવલી થઇ કે, તું અચીત ને દેશ ગઇ અને આવી. તે-
થી તે બોલી કે સ્વામી તમારા પ્રતાપથી. પછી આ-
ચાર્યે પૂછ્યું કે કહો મને કેવળ છે કે નથી તે વખત પુફ્-
ચુલા બોલી કે તમને ગંગા નદી ઉતરતે કેવળ પ્રાપ્ત
થશે. તે સાંભળીને અરણીકાચાર્ય ત્યાંથી ગંગાને
કાંઠે આવીને નદીમાં નહાવાને પેઠા. અર્ધ નદીએ
જ્યારે આવ્યા ત્યારે એક મિથ્યાતી દેવતાએ આવી
ત્રીશુળે કરીને પરોવ્યો ત્યારે મુનીએ મનમાં વિચાર કર્યો

કે અહો આ મારા રૂધીરે કરીને ઘણા અપકાયના જીવ મરશે એની અનીત્ય ભાવના ઓમાં ચડયો ત્યારેજ ત્રિશુળે પરોવાયો કેવળ જ્ઞાન પામીને સ્વરગે ગયા. તે વખથી ગંગાનો મહીમા થયો અને ગંગાના પાણીથી ઉતમ પદ પામીને સ્વરગે જવાયું.

## અતી લોભ વિષે કનકાવતીનો કથા.

કનક કાંતી નામે નગરીમાં કનકસેન નામે રાજા રાજ કરતો હતો. તેની રાણીનું નામ કનકમણી કરીને હતું. એક કુંવરી હતી તેનું નામ કનકાવતી હતું. તે કુંવરી દીન પ્રતી દીન મોટી થતી ગઇ એટલામાં એવો બનાવ બન્યોકે એક કડીયારો બારો નામે તે ગામમાં રહેતો હતો. તેને ઘંટા નામે સ્રી હતી અને તે સ્રી હમેશાં એવી તો કુટીલ હતી કે વટવાડલો તે રસ્તેથી ચાલતાં લેતી.

## કુભાર્યા વર્ણન.

પહોર ચડે દીન ત્યારે રોજ ઉઠી ઉભી થાય—
હાય હાય કરતી તે કુલડ જગાવે છે;
ભુંડા મુખ વેણ ભાખે રાખે નહી લાજ કાંઈ—
બગાડીને સર્વ કાજ કલેશ કરાવે છે;
પતીને ન પ્યાર કરે યાર કરે અવરને--
બાર રૂપ ઘુમીને તે પડોશી લડાવે છે;

જો જો રે ભાઇ ભલાઇ રખે તમે રાખશો તો—
કુભાર્યા કુટીલ તે તો કાળજું કહાવે છે.

એક ઘડી પણ કોઇને સુખ પડવા દેતી નથી અને તેના ધણીના તો પૂરે પૂરાજ ભોગ મળે છે. તે મુજબ બીચારા કઠેયારાને પણ થઈ પડયું હતું તેથી તે બીચારો બહુ મનમાં કચવાતો હતો. એક સમયપર કઠિયારો લાકડાં લેવાને જંગલમાં ચાલ્યો જતો હતો તેવામાં તાપ બહુજ તપ્યો. ત્યારે એક ઝાડની છાયા તળે જઇ બેઠો. તેજ વખત પાતાળમાં એક પદ્મનાગ હતો, તેનો પૂત્ર તક્ષક નામે હતો તે પોતાના બાપને કહેવા લાગ્યો કે, તમે કહો તો હું મૃત્યુ લોકમાં જઈને ત્યાંનો તમાસો જોઇ આવું. તે વખત તેને બાપે કહ્યું કે દીકરા સુખે જાઓ પણ ત્યાં કોઈ આપણા કુળની ખોદની કરે સો ઉભો રહીસ નહીં. તે વચન દીકરાએ કબુલ કર્યું અને ચાલી નીકળ્યો. તે પાધરો પેલો કઠીયારો બેઠો હતો ત્યાંજ આવી ચડયો. તે કઠીયારો જુએ છે તો ત્યાં તડકામાં ફળફળતો તે નાગ ચાલ્યો જાય છે. તે દેખીને પોતાની પાસે પાણીનો ઘડો હતો તેમાંથી પાણી ઢોળી નાંખ્યું અને ઘડો સર્પના મુખ આગળ મુકયો તે વખત તે સર્પ પોતાનું શરીર સમાવીને તે ઘડામાં બેશી ગયો. કઠયારો ઘડાને ઝાડના પાંદડાંનો ડુચો માયો અને ઉ-

પર લુગડું બાંધ્યું. પછી કઠિયારે મનમાં વિચાર્યું કે એ સર્પને ઘરે લઇ જઇશ એટલે રાંડ ઘડામાં હાથ ગાલશે કે તરતજ મરી જશે. એવો મનસુબો કરીને તે કઠિયારો ઘડો માથે લઈ ઘરે ગયો. ઘરે ઘડો શીંકે મુકીને કઠિયારે પોતાના છોકરાને કહ્યું કે તારી મા ક્યા ગઇ છે ત્યારે તે બોલ્યો કે પાણી ભરવા ગઇ છે ત્યારે તે કઠિયારે છોકરાને કહ્યું કે જો તારી મા આવે તો કહે જે કે આ શીંકા ઉપરના ઘડાને છોડે કરે નહીં. એમ કહીને પોતે જઇ ઘરની પછવાડે કોડ જેવું એક ઘર હતું ત્યાં જઇને સુતા. થોડી વારે પેલી સ્ત્રી આવી ત્યારે છોકરાને પુછ્યુ કે આ લાકડાના બંધીયા અને કેડાડો કોનો છે ત્યારે તે છોકરાએ કહ્યું કે મારા બાપે તે મુક્યા છે અને કહ્યું છે કે આ શીંકા ઉપર મુકેલો ઘડો છોડે નહી એમ કેહે જે એટલુ કહીને પછી કોડમાં જઈને સુઈ ગયો છે. એ સાંભળીને એકદમ ઘરમા ગઇ અને ઘડો ઉતારીને છોડયો અને તેમાં હાથ નાંખીને બહાર કાઢયો તો તેમાં એક સુંદર મોતીનો હાર માલુમ પડયો તેમાં આંગલા બરોબર એક એક મોતી હતું તેથી તે હાર તેણીને અતી કીમતી લાગ્યો અને હતું પણ તેમજ. તે સ્ત્રી મનમાં ઘણોજ હર્ષ પામી અને મનમાં વિચાર કરવા લાગી કે મારા ધણી જેવો ભલો

કોઈ માણસ નહીં હોય. અને મારા સરખી કોઇ
રાંડી નહીં હોય. મારે માથે આત છે તો હું હવે પછી
મારા ધણીની આજ્ઞા કદી લોપું નહીં. એવો દ્રઢ
વિચાર કરીને તે હારમાંથી એક મોતી કાડયું અને
બજારમાં જઈને દસ હજાર રૂપીઆમાં ઘરેણે મુકયું.
તે રૂપીઆ ઘરે લાવીને મૂકયા તેમાંથી એક બે રૂ-
પીઆનો સોદો લાવી રસોઇ તૈયાર કીધી. પછી છો-
કરાને કહેવા લાગી કે તારા બાપને સાદ કર. ત્યારે
કઠિઆરો ઘરે આવ્યો અને સ્ત્રીએ ઊનું પાણી તૈ-
યાર કર્યું હતું તેથી નાહ્યો અને પછી નવીન વસ્ત્રો
સ્ત્રીએ લાવી મુકયા તે પહેર્યા પછી ઉત્તમ રીતે તૈ-
યાર કીધેલી રસોઇ જમ્યો. ત્યારે કઠિયારો મનમાં
વિચારવા લાગ્યો કે આ સ્ત્રીને આટલી બધી પ્રેમ
ભકિત કેમ ઉપજી હશે. પણ તેનો ખુલાસો થયો નહી.
પછી બે ચાર દહાડા પછી સલાટને તેડાવીને તે સ્ત્રી
એ કહ્યું કે એક મહીનામાં મને ઘર તયાર કરી આ-
પોતો રૂપીઆ દસ હજાર આપૂં. પછી સલાટો એ
મળીને એક મહીનામાં ઘર તયાર કરી આપ્યું એ-
ટલે તે ઘરમાં જઇને એ કઠીઆરાનું કુટુંબ વશ્યું.
સલાટોને આપવાને તથા નવા ઘરમાં સમાન લાવવાને
માટે બીજા પણ ત્રણ મોતી ઘરાણે મુકયાં ઘરેણાં ગાંઠાં
તથા બીજા સર સમાન ઘર સંગાર જોઇએ તેવા ઉ-

પચોની કામમાં પૈસા વાવરીને સુખમાં રહેવા લાગ્યા. એક દીવસે તે સ્ત્રી મનમાં વિચાર કરવા લાગી કે મારો ધણી જો ચાર ચોવટીઆમાં પુછાય તો ઘણું સારૂં એમ ધારીને ચોવટીઆઓ પાસે જઈને કહ્યું કે જો તમે મારા ધણીને ચોવટીઆ તરીકે તમારી સાથે બેસાડો તો હું તમને પાઘડી દાખલ સો સો રૂપીઆ આપું. ત્યારે ચોવટીઆઓ એ વાત કબુલ કરીને તે કઠિયારાને ચોવટીઆ તરીકે બેસાડવા લાગ્યા. એક વખત એમ બન્યું કે, કોઈ એક માણસનો ન્યાય બરાબર તેનું મનમાને તેવો થયો નહીં તેથી તે રાજા પાસે ફરિયાદ કરવાને ગયો અને કઠિયારાને માટે ચાડી ખાધી. ત્યારે રાજા કહે ચોવટીઆને બોલાવો તે પ્રમાણે ચોવટીઆ ત્યાં આવ્યા પછી રાજાએ ચોવટીઆઓને પુછ્યું કે આ કઠિયારને ચોવટ કોણે સોંપી છે. સાચું બોલો એ સાંભળીને ચોવટીઆઓએ કહ્યું કે મહારાજ; અમને એની સ્ત્રીએ પાઘડીના સો સો રૂપીઆ આપીને તેને દાખલ કરાવ્યો છે. તે વખત કઠિયારને પુછ્યું કે તારી પાસે આટલું બધું ધન ક્યાંથી ? ત્યારે તેણે જવાબ દીધો કે હું તો કાંઇ પણ જાણતો નથી પણ મારી સ્ત્રી જાણેછે. આથી સ્ત્રીને બોલાવીને પુછ્યું કે તારી પાસે આટલું ધન ક્યાંથી ? ત્યારે તે સ્ત્રી બોલી કે જીવેરાજ મારો

ધણી જંગલમાંથી એક મોતીનો હાર લઇ આવ્યો છે તેમાં ચાર પાંચ દાણા વાવર્યા છે બાકી સર્વ અનામત છે. ત્યારે રાજા કહે તે હાર લઈ આવો. પછી તે કઠિયારી હાર લઇ આવી. તે હારને રાજા જોઇને વિસ્મય પામ્યો. રાજાએ પેલી કઠિઆરીને કહ્યું કે તારે જેટનું ધન જોઇતું હોય તેટલું લે અને આ હાર અમને આપ. એમ કહીને ખજાને લઇ જઇને ઘણોજ પૈસા આપ્યો અને કઠિયારાની ચોવટ પણ ચાલુજ રાખી. એ પ્રમાણે થવાથી કઠિયારો તો પોતાની જીંદગી સુખમાં ગાળવા લાગ્યો.

હવે પેલો હાર રાજાએ રાણીને આપ્યો અને સ્રીએ પોતાની દીકરી કનકાવતીને આપ્યો. તે કુંવરી રાતને સમે એકાંતમાં શેજ બેઠી છે તે વારે ગળામાંનો હાર ટળીને પુરૂષ થયો તેનું દીવ્ય રૂપ હતું તે જોઇને કુંવરી મનમાં ઘણોજ હર્ષ પામી. તે પુરૂષની સાથે આખી રાત વિલાસ સુખ ભોગવે અને સવાર થાયેકે પાછો હાર થઇ જાય. એમ કરતાં કરતાં માસ છ થયા ત્યારે કુંવરીના અવેય ફર્યા. તેને જોઇને તેની મા બોલી કે દીકરી આ શું ? ત્યારે દીકરી બોલી કે મા આ હાર જાર થાય છે. એ વાત સાંભળીને રાણીએ રાજા પાસે કહી અને પછી રાજા અને રાણી છાના રહીને જોવા લાગ્યા તો હાર ફીટીને જાર

થયો તે જોઇ રાજા રાણી વિસ્મય પામ્યા. પછી સવાર થઇ ત્યારે રાજાએ રાણીને કહ્યું કે તું કુંવરની કહેજે કે તે પુરૂષની જાત પુછીલે. તે પ્રમાણે રાણીએ કુંવરીને પાસે જઈને કહ્યું કે હવે આજ રાતે તું તે પુરૂષને પુછજે કે તમારી જાતશી છે. એ સાંભળી કુંવરીએ જબાબ દીધો કે ભલે હું પુછી લઇશ. રાતને સમે કુંવરીએ પુછ્યું કે સ્વામી તમારી જાત કઇ છે ત્યારે તે પુરૂષ બોલ્યો કે તારે જાતનું શું કામ છે. તારે જો બીજું કાંઇ કામ હોય તો તે કહે એટલે કરૂં પણ જાતની ખોદણી ન કરીશ. ત્યારે તે કુંવરી કહે કે સ્વામી તે તો તેમ કહોને કહો. ખરેખરો અંત લેવાની કુંવરીએ કોશીશ કરી ત્યારે હાર ફીટી સર્પ થઇ ચાલી નીકળ્યો. આથી કુંવરીએ ઘણોજ પશ્ચાતાપ કર્યો પણ પાછો કદી પણ ઘેર આવ્યો નહીં. માટે અતી હઠે કરી અંત લેતા-પસ્તાવો થાયેછે.

